"પ્રકાશ" ગ્રંથ માળા-મોડાસા. મણકો ૧

# [illegible] સીધી વાતો

## ભાગ ૧

રમણલાલ પી૦ સોની



" પ્રકાશ " ગ્રંથ માળા–મોડાસા. મણકો ૧

# સાદી સીધી વાતો

## ભાગ ૧

રમણલાલ પી૦ સોની.

પ્રકાશક—
ચુનીલાલ વિ. બુટાલા.
મોડાસા.



આવૃત્તિ પહેલી પ્રત: ૧૦૦૦

છુટક કીંમત: ૦—૩—૦

મુદ્રક:
મણિલાલ ચુનીલાલ એન્ડ કું.
" ધી મોડાસા પ્રિન્ટિંગ પ્રેસ. "

મારા પૂજ્ય પિતાશ્રી

પીતામ્બરદાસ રણછોડદાસ સોની

ને

સપ્રેમ

સમર્પણ.

લેખક:

# અનુક્રમણિકા

પૃષ્ઠ.

# બે બોલ

ગૂજરાતી જનતા સમક્ષ આ પહેલીજ વાર મારુ લખાણ રજુ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે, તે માટે પરમ કૃપાળુ પરમેશ્વરનો ઉપકાર માનું છું.

આ વાર્તાઓમાં શું છે અને તે શા મુદ્દા રજુ કરે છે એ મારે બતાવવાપણું ન હોય. સદ્‌ગુણી વાચક તે જાતેજ વિચારી લેશે. છતાં એટલું કહેવું જરૂરનું છે કે જે મેં જોયું ને જાણ્યું તે આ વાર્તાઓમાં સીધી ને સાદીરીતે રજુ કરવા પ્રયત્ન માત્ર કર્યો છે.

છેવટે ઉપોદ્‌ઘાત લખી આપવા માટે મારા બાલ-સખા ભાઇ ભોગીલાલ ગાંધીનો ઉપકાર માની લઉં; આ નાનકડા પ્રયાસને પોતાની સેવામાં રજુ કરવા દેવા માટે ગૂજરાતી લોક સમાજનો તો ઉપકાર માનવાનો રહે છેજ.

લેખક:

# ઉપોદ્‌ઘાત

આ નાનકડી ચોપડીમાં આપણા સમાજની ક્રાંતિ કરવાનું જે બળ છે એ સાહિત્યનાં મોટાંમોટાં થોથાંમાં પણ ભાગ્યેજ આપણે અનુભવીએ છીએ.-

વાર્તાકાર આપણુને બતાવવા માગે છે કે આજે સમાજના ઉપલા વર્ગમાંથી ધર્મ અને વ્યવહાર બન્ને દૂર થયાં છે, અને એનો સુયોગ્ય મેળ શૂદ્ર ગણાતા, હલકા મનાતા અને શાસ્ત્ર ભણુવાને નાલાયક કહેવાતા પણ શુદ્ધ અને પરસેવા નુ પવિત્ર જીવન જીવતા લોકોમાં ઉતરવા લાગ્યો છે; અને આપણો કહેવાતો ઉચ્ચવર્ણ સમાજ તો આજે ખોટી પ્રતિષ્ઠામાં રહી બેઠાખાઉ, સ્વાર્થી, અધર્મમય દંભી જીવનમાં એવો તો રચ્યો પચ્યો છે કે એને હાથે સમાજના ઉદ્ધારનું પવિત્ર કાર્ય અશક્ય છે.

વ્યવહારધર્મ અને અહિંસાધર્મનો પુનર્જન્મ દરિદ્રનારાયણુના પુણ્ય હાથે, એમનાજ પવિત્ર ભોગે થવાનો છે.

અમલદારો અને પૈસાદારોની ખુશામત, સરખા સરખીના લોકોમાં પરસ્પર ગુણુગાન અને જાતમજુરી કરી આખા જગતને જીવાડતા વર્ગ પ્રત્યે તિરસ્કાર, અમાણુસાઈભર્યું વર્તન અને ઊંચા કુળમાં જન્મવાનેજ

કારણે માની લીધેલી પોતાની મોટાઇ અને ધાર્મિકતા—આ બધા ગુણોવાળા આપણા ઉજળિયાત વર્ગને જાણે ચેતવણીના છેલ્લા શબ્દો કહી જાગૃત કરવા મથતા હોય એમ લેખક ધર્મદેવના શબ્દોમાં કહે છે:

" જે તાડ જેવો ઉંચો છે તે કીડીના પગે ચંપાશે; ને જે કીડીથીય નાનો છે, તે સોનાના સિંહાસને બેસશે." અને આમ ચેતવણી આપી, " સૌની પેઠે એને પણ ઇશ્વરે ઘડયો હતો, એ પણ માણસ હતો," કહી લેખક ભૂલેલા સમાજને એક પિતાનાં બધા બાળક છે, સર્વ સમાન છે, એમ યાદ દેવરાવે છે. " અને, એ ગાંડો હતો પણ ભુખ ને તરસ એને નહતી લાગતી એમ નહતું " કહી આપણી માણસાઈ જાગૃત કરવા પ્રયત્ન કરે છે.

પણ આ બધું પંડિત કે શાસ્ત્રીની જેમ ખાલી ઉપદેશના શબ્દોમાં નહિ પણ હૃદયમાં સોંસરા ઉતરી જાય એટલી બધી સીધી અને સચોટ ઢબમાં આપણી સામે મૂકે છે.

" માનો અંગુઠો," " રતની " અને " ગાંડો " એ ત્રણે વાતો ગરીબ અને તવંગર જીવનની વૃત્તિઓ અને લાગણીઓનો ભેદ બતાવે છે. સમાજને ઉંધો લાગે એવો એ ભેદ: ગરીબનું, નમ્રતા, પ્રેમ, દયા, અને ફરજના ભાન વાળું નીતિમય જીવન; તવંગરનું, તુમાખી, દંભ, સ્વાર્થ અને

ધર્મની ઓથે રહી પાપકર્મ કરવા છતાં મન મનાવવાનો પ્રયત્ન કરતું જીવનઃ સો કોઈને પૂંચે એવો છે. એક બાજુ મરવા પડેલી ડોશીની દયામણી સ્થિતિનો લાભ ઉઠાવી સ્વાર્થાંધ રૂખો પટેલ તલાટી સાહેબનું મોઢું પૈસાથી બંધ કરી કોવી તરકીબથી દશ વરસના માધિયાને જીવનભરનો ગુલામ બનાવી મૂકે છે અને એમાં પાછો ન્યાય તોળે છે; એ આપણે જોઈએ છીએ. બીજીબાજુ માધિયો પોતે અન્યાયી રીતે રઘાની દુષ્ટતાનો ભોગ થયો છે; એમ જાણવા છતાં, અને એજ માલીકની બેદરકારીને લીધે એને અંગ અંગ સડી કીડા પડયા છે; એમ સમજવા, અનુભવવા છતાં ' લોહીનો પરસેવો કરી ઉગાડેલા ' પોતાના માલિકના પાકને વેડફાઈ જતો અટકાવવા શરીરની નસેનસ તૂટી પડે ને બેભાન થઈ ઢગી પડે ત્યાં લગી મથે છે. જીવલી એને નાસી છૂટવા સલાહ આપે છે; ત્યારે એને હૈયે કાપ મુકાતો હોય એટલી એને વેદના થાય છે. " મારી માનો અંગુઠો મને નગણો કહે " એ એકજ લાગણી, એ એકજ ભક્તિ એના જીવનને ઉમદા ને સમૃદ્ધ બનાવવા પૂરતી છે અને હજુ એની છેવટની પરીક્ષા તો બાકી છે. વગર હકની મીલકતના ધણી થવાનો વારો આવતાં એ સાધુ બની ધન દોલતને લાત મારી ચાલી નીકળે છે. પણ જ્યાં લગી " માનો અંગુઠો " ચૂક્યો ન હતો ત્યાં લગી 'અમ જેવા સવારથિયાથી ભગવું કેમ લજાવાય ? ' એમ

કહી ગમેતેવા ભયંકર દુઃખોને પણ હસતે મોઢે સહન કરે છે.

ગીતાના અનાસક્તિયોગને જીવનમાં જીવી બતાવનાર આ માધિયો એક અણુપઢ ગામડિયો છે, અને જીવલી, જેનું પાત્ર ઉમેરી લેખકે બંનેના ચારિત્ર્યની ચડસાચડસી કરી વાર્તાની ખીલવણી કરી છે, એ પણ શાસ્ત્રની અનધિકારી એક ભાળી ભોળી ગામડિયણ છે; અને આજ આ વાર્તાની વિશેષતા છે.

" રતની " વાર્તાનું આખું વાતાવરણ મુગ્ધ મુગ્ધાને છાજે એવું કેટલાકને લાગશે. એકબીજા માટેનો તલસાટ તો વિયોગના દુઃખથી તીવ્ર થયેલી લાગણીઓ વાળા પ્રેમીઓને મળતો છે. રતની અને નાના બાળક વચ્ચે આવો પ્રેમ આજે વખતે કલ્પનામાં ન આવે: પણ કુદરતી વાતાવરણમાં ઉછરેલાં, ગામડાનું અકૃત્રિમ જીવન ગાળતાં વાછરણુ અને ચાણીઓર ફાકતાં બાળક વચ્ચે આવી પ્રેમગાંઠ બંધાય એમાં આશ્ચર્ય નથી: એ આકાશી કલ્પના નથી. આ સંગ્રહમાંની લગભગ બધી વાતો લેખકના જીવનની આંગી આંગી અનુભવ છાંયડી છે: તેમ આનું પણ માનવુ. માધિયાની વાર્તામાં ' પચાસ ફટકાનો હુકમ ' અને એવી અતિશયતાવાળી લાગતી બીજી હકીકતો પણ લગભગ એજ સ્વરૂપમાં આજેય જોવા મળે છે. પણ આતો આડી વાત નીકળી.

આ " રતની " ની વાર્તામાં જે કોઇ મોટું તત્ત્વ

હોય તો તે કેળવણીનો સાચો આદર્શ છે. માણસ ભયથી કે શિક્ષાથી સુધરે છે એ માન્યતા ભૂલ ભરેલી છે. પ્રેમની શિક્ષા એજ સાચી કેળવણી આપવાનું; હૃદય પરિવર્તન કરાવવાનું એક માત્ર સાધન છે. અને પ્રેમની શિક્ષા એટલે શું? ધીરજ રાખી પોતે જાતે દુઃખ વેઠી લઇ સામાની સારી વૃત્તિઓ જાગે એવો માર્ગ. આદર્શ અહિંસક ધર્મ. આવી પ્રેમની શિક્ષા કરી, શિક્ષા કરનાર તે જાતે સ્વેચ્છાએ દુઃખ વહોરી લે છે. પણ જેને સુધારવા પોતે દુઃખ સહન કર્યું હોય છે; એને પણ દુઃખ થાય છે. અને ત્યારે જ શારીરિક શિક્ષામાં જેમ હલકીવૃત્તિને ઉત્તેજન મળે છે તેમ ન થતાં બન્નેની મૃદુ અને સારી લાગણીઓ જાગૃત થાય છે. પરિણામે એક બીજાનાં હૃદય વધારે પાસે આવે છે. જેમ આ વાર્તામાં આપણે જોઇએ ચીએ.

આ આદર્શ અહિંસા ધર્મનો દાખલો જીવનમાં ઉતારી જગતને બોધ આપનાર "રતની" એક વાઘરણ છે અને પ્રેમથી છલકાતો "હું" સમાજના સ્પર્શ વિનાનો, અનુભવ વિનાનો, સમજ વગરનો એક બાળક છે; અને એજ આ વાર્તાની વિશેષતા છે.

લેખકે આ સિદ્ધાન્તના સ્થાપન અર્થે ખૂબ નજીવો અને જેને માટે શિક્ષા ન ઘટે એવો પ્રસંગ લીધો છે અને ઘોડાના અકસ્માતથી પાછું 'મિલન' કરાવ્યું છે એ વાર્તા-

માં મૂંચે છે પણ એથી આખી વાર્તાની સ્વાભાવિકતા ઓછી થતી નથી.

" ગાંડો " ની વાર્તાના પ્રધાનસુર એમાંનાં કેટલાક વાક્યો શરૂઆતમાં આપી હું બતાવી ગયો છું. પણ " એ ગાંડો ન હતો; લોકે એને ગાંડો બનાવી મૂક્યો હતો " એમ કહી બેભાન સમાજના સ્વભાવનું ભાન કરાવનાર, સેવાનો અને માણસાઇનો આદર્શ બેસાડનાર એ કોણ હતો ? ગાંડા ઉપર પડતા છોકરાઓનો મારો પોતાના શરીર પર ઝીલી એને બચાવનાર, ગરીબની દાઝ જાણનાર એ કોણ હતો ? વાર્તાકાર કહે છે. એ એક મેલો, ગંદા ગંદા વાળ અને વધારે ગંદા શરીરવાળો, અતિશય ગંદા થાગડ થીગડ કપડાંવાળો હાથમાં સાવરણી ને બગલમાં બોચિયું પકડનાર ગંદા દેહનો પણ ઉજળા દિલનો એ ભંગી હતો; અને એજ આ વાર્તાની વિશેષતા છે.

આમ ત્રણે વાર્તાના નાયક સમાજની ભાષામાં હલકા કુળમાં જન્મેલા, અને અસંસ્કારી છે: પણ જે ઉમદા ચારિત્ર્ય અને સાચી ધાર્મિકતા એમનામાં છે એનું વહેલું કે મોડું ફળ સમાજને જ મળે છે. અને એ હંમેશાં શુભજ હોય છે; એમ એ ત્રણે વાર્તાનો શુભ અન્ત બતાવે છે.

આ સિવાય " ગંગા નોતર " અને " મૃત્યુ લોકનાં દર્શને " એ બે વાર્તામાં " પશુથી યે પામર શું આપણું

માનવી " નો સાચો ચિતાર છે. આપણે બધી વીગતોમાં અહીં નહિ ઉતારીએ, પણ રૂઢિના ભોગ થઈ પડેલા પરસન કાકીનો " મગનો આજે અમદાવાદના એક ગંદી વીશીમાં વાસણ માંજે છે × × × એના બાપનું કારજ એ કદી ભૂલી શકવાનોનથી" એ વાક્યથી થતો અંત: અને " મૃત્યુ લોકનાં દર્શને " આવેલાં ધર્મરાજને એમના એ ગુન્હા બદલ ચાખવો પડતો મારનો અનુભવ બતાવતો અંત: અને વાર્તાઓના કરુણ ધ્વનીને વધારે કરુણ બનાવે છે. " ગાંડો " ની વાર્તાની જેમ " મૃત્યુ લોકનાં દર્શને " માં લોકોએ ભૂતાવળો કરી ગાંડો બનાવી મૂકેલા એક ગરીબની કથા ધ્યાન બહાર નથી જતી. સમાજે જેને ખપ વગરનો ગણી કાઢયો હતો; એજ દરિદ્રનારાયણના ગાંડા કહેવાતા દેહનો ઉપયોગ ઇશ્વરે અહિંસાની પ્રતિષ્ઠા માટે કર્યો એ સત્સંગની બલિહારી બતાવે છે.

છેલ્લી વાત " ભેમલા દાદાનો હુકમ " માં પુરુષોને સ્ત્રીઓની સ્થિતિ સમજતા કરવાનો કટાક્ષમય ઉલ્લેખ છે. એમાં લોકોના વહેમનો ઉપયોગ કરી સોમારાને બચાવેલા તરકીબ પણ એ આખી સળંગ વાત વાંચતાં સંસ્કારી મનને રસક્ષતી થતી લાગતી નથી.

કટાક્ષો કરવાનો તો બધા લેખકો પોતાનો ખાસ હક્ક માને છે. વાર્તાકારો તો જાણે ઇજારો રાખે છે. પણ

એમાં બહુ ઓછા સફળ થાય છે. આ વાર્તાઓમાંના કટાક્ષોમાં ભલે સાક્ષરી કટાક્ષોની સુક્ષ્મતા ન હો; પણ જે સાદા સીધા લોકો માટે આ સાદી સીધી વાતો લખાઈ છે; એમની દૃષ્ટિએ વિચારતાં તો આમાંના કળા વગરના દેખાતા સીધા ચોંટતા કટાક્ષો જરૂર સફળ થશે; એમાં સંશય નથી. પણ એ ઉપરાંત કેટલાક નવા જમાના ઉપરના માર્મિક કટાક્ષો તો ગમે તે વર્ગના લોકોને ગમે એવા છે. જેવાકે " વૈદો ને ડાકટરો તો શહેરની પેદાશ " અને કાજીના પોતાના શબ્દો ( પૃ. ૪૧ ): " અમે તો કાયદાનું રક્ષણ કરવા બેઠા છીએ; માણસોનું રક્ષણ કરવાનું કામ અમારૂં નથી " અને " ખરૂં કે ખોટું, નીતિ કે અનીતિ એ જોવાનું કામ કાયદાનું નથી. કાયદો તો શબ્દોની બરણીમાં પૂરેલો બુદ્ધિનો મુરબ્બો છે. અમારૂં તો એ શબ્દોની ચોકી કરવાનું કામ," આ ઉપરાંત જીવનનાં લગભગ બધાં અંગો ઉપર સિધા કે આડકતરા કટાક્ષો આ નાનકડી વાતોમાં આવી જાય છે.

વાતોનું વસ્તુ જેટલું હૃદયંગમ છે, ભાષા પણ એટલીજ સરળ અને સીધી છે.

મને ખાત્રી છે કે શિક્ષિત સમાજને તો આ વાતો ગમશે જ પણ એના કરતાં વધારે તો જેમને દૃષ્ટિમાં રાખીને આ લખવામાં આવી છે એ તો જરૂર વધાવી લેશે.

ફાગણ સુદ: ૧૧ સં ૧૯૮૬
મંગળવાર: મોડાસા.

ભોગીલાલ ચુ. ગાંધી.

# માનો અંગુઠો.



ધો દશબાર વર્ષનો હતો. એની મા મરવા પડી હતી ગામડામાં દાકતરો કે વૈદો તો શાનાજ મળે? એ તો શહેરોની પેદાશ. એટલે માધાએ જેણે જે બતાવ્યાં તે મુરાળાં લાવી લાવી ઘસી પીવડાવ્યાં પણ ડોશીને કશો આરામ થયો નહિ. ગામમાં એક પટેલ માધાની મા પાસે કેટલાક રૂપીઆ માગતો હતો. તે આ ટાણે ઉઘરાણી લઈ આવ્યો. ડોશી કહે “બાપ સાજી થાઉં છું તો તને મહેનત મજુરી કરી ભરી આપીશ. જરા ધીરજ ખમ.” પણ પટેલ તો કહે “હવે તું મરવા બેઠી ત્યાં લગી ધીરજ ખમી. મારે તો આજ ને આજ મારા પૈસા જોઈએ. નહિ તો આ માધીઓ મને લખી આપ”.

ડોશી ચમકી: "અરે રઘાભાઇ! દીકરો લખી આપવાનું કહો છો! જરા વિચાર તો કરો. ભગવાન સૌનો દેખનાર છે."

રઘો કહે, "ત્યારે એમ ભગવાનથી બીતી હો તો રૂપીઆ ધરી દેને હું તો તારા ભલા કાજે કહું છું અત્યારે તું જાત વેચોશ તોય રૂપીઆ નથી મળવાના હું તો ખરૂં કહું છું, હમણાં તલાટી સાહેબને કહી સિપાઇ બોલાવી લાવીશ."

માધીઓ પાસેજ બેઠો હતો. ડોસીએ એના સામે જોયું, એ તો બિચારો કાંઇ સમજી શકતો નહોતો. ડોશીનો જીવ ઉંચો નીચો થતો હતો તે બોલી "પણ, માધીઓ તો નહિ આપું"

"ત્યારે જો" કહી રઘો ગયો ને તલાટીને તેડી લાવ્યો. "જુઓ તલાટી સાબ, આ ડોશી મરવા બેઠી છે ને મારા રૂપીઆ ઘાલી જાય છે."

તલાટી કહે, "ડોશી રૂપીઆ આપી દે. પછી મરવું હોય તો સુખે મરજે. મોત સુધરશે ને દીકરાના માથેથી ભાર હલકો થશે."

ડોશી ખાટલામાં પડીપડી આંસુ ઢાળતી હતી. "બાપ ક્યાંથી લાવું રૂપીઆ! કારજ કરવા જેટલુંય માધીયાને આલતી જતી હોઉં તોને? "

તલાટીએ ડોશીને આમતેમ ખુબ સમજાવી. પણ એકે દલીલ કામ લાગી નહિ. છેવટે એક તીર અજમાવ્યું: ડોશી, તો ઘર ખાલી કરવું પડશે સમજી? ને ઉકરડા પર મોત થશે, માટે સમજી જા. એ તો રઘા ભાઇ સારા માણુસ છે. બધું પાચાપર લાવી મેલશે.

મોત બગડવાના ખ્યાલે ડોશીને કંપારી છૂટી. એણે મન મનાવ્યું ને માધીઓ પટેલને સોંપ્યો. પટેલે લખાવી લીધું કે માધીઓ રઘાના ખેતરમાં કામ કરે ને પટેલ તેને ખાવાપીવાને વરસ દહાડે રૂ. ૨૫ આપે. દેવું વાળી રકે એટલે માધીઓ છુટો થાય. ડોશીએ અંગુઠો કરી આપ્યો. માધીઓ જોઇ રહ્યો.

૨

ડોશી તો મરી ગઇ. માધાએ રઘા પાસેથી પૈસા દેવા લઇ કારજ કર્યું. તે પુરૂં થતાં તો રઘાએ માધી-

આને સંભળાવી દીધું: ખબર છે ને, તારી માએ અંગુઠો આપ્યો છે તે?

‘હા’ માધીઓ નમનતાઈથી બોલ્યો.

“ઠીક, તો, જો; તારે સવારના ઉઠી ખેતરમાં જવું ને ખેતરમાં ભાત આવશે તે ત્યાંજ ખાઇ લેવો. ત્યાંજ માળે રહેવાનું ને ખેતર સાચવવાનું.”

માધીઓ તો ખેતરમાં ને ખેતરમાં રહે છે દી’ બધો મહેનત કરે છે. રાત માથે કરી જનાવરાં હાંકે છે. એવામાં પાક થયો એટલે તો વળી એને જાગરણ થવા લાગ્યાં. વાત કરનારૂં ત્યાં કોઇ નથી. મનમાં ને મનમાં એ ખુબ મુંઝાય છે, પણ ડોશીએ અંગુઠો આપ્યો છે એટલે એથી ઉલટું તો શી રીતે ભણાય? દેવું પણ શી રીતે વળે? અને ખાય પણ શું? આમને આમ દશ બાર વરસ વીતી ગયાં. પટેલ રૂા. પાંચસો લેણા કાઢતો હતો ને વરસે સાઠ રૂા. વ્યાજ ચઢાવતો હતો. માધીઆના પચીસ જતે પાંત્રીસ વધતા હતા. માધીઓ તો તોબા પોકારી ગયો.

તલાટીને કાંઇ કામ પડે, સાહેબનો મુકામ આવવાનો હોય, કે વેઠ કરાવવાની હોય તો બોલાવે માધીઆને. રઘા પટેલ શી રીતે ના કહે? કારણ કે માધીઓ તો તલાટીએ લાવી આપ્યો હતો ને!

૩

મામલતદાર સાહેબનો મુકામ ગામમાં આવ્યો હતો. પટેલો સૌ સાહેબને વીંટળાઇ વળ્યા હતા. રઘો પણ ત્યાં બેઠો હતો. માધીઓ પણ પાસે ઉભો હતો. મામલતદાર સાહેબ ઉંચે પાટ પર ગાદી નાખી પડયા હતા, ને જમીનની મહેસુલ આંકણી સંબંધી નવો હુકમ સંભળાવતા હતા. એટલામાં સાહેબનું ચાર વર્ષનું બાળક પાસે બેઠું હતું તે ખુબ રડવા લાગ્યું. સાહેબે કહ્યું અરે! બેબીને એટલામાં શું થયું? રઘાએ માધીઆ સામું જોયું. માધીઓ એ આંખનો હુકમ સમજ્યો. તેણે 'બેબી'ને આમતેમ ફેરવી હસી રમાડી શાન્ત કર્યું. પછી પોતે તેને એક ઓટલાપર બેસાડી પાસે બેઠો. આણી તરફ સાહેબ

લોકોની જોડે ગપ્પે ચઢયા હતા. અને પોતાની સત્તા કલેકટરથી બીલકુલે ઉતરતી નથી એમ ઠસાવી રહ્યા હતા. માધીઓ સાહેબની આ વાતો તરફ આશ્ચર્યથી જોઈ રહ્યો હતો. એટલામાં 'બેબી' એ ઓટલા નીચે કંઇ લેવા હાથ લંબાવ્યો, ત્યાં તો તે ગોથું ખાઇને નીચે પડયો. માધીઆએ તરત એને લઇ લીધો. પણ 'બેબી'ની ચીસ સાંભળી સાહેબનો મીજાજ ગયો. તેમણે તેમની કલેકટર જેવડી સત્તા તરતજ દેખાડી દીધી, માધીઆને પચાસ ફટકા મારવાનો સિપાઇને હુકમ કર્યો. માધીઓ ખૂબ કરગર્યો, પણ સાહેબે પોતાની સત્તા સહેજ પણ ઉતરતી કરવા ના પાડી.

સિપાઇ માધીઆને વંડા પાછળ લઇ ગયો. ને કોરડે કોરડે ફટકાર્યો. માધીઓ ચીસેચીસ નાખવા લાગ્યો. તે સાંભળી બેબી પણ ઘરમાં રહ્યો રહ્યો જોરથી રડવા લાગ્યો.

૪

માધીઆને શરીરે ચીરા પડયા હતા. તેનાથી કામ થઇ શકતું નહોતું. તેણે થોડા દિવસ ઘેર જઇ રહેવા

રજા માગી. રઘો તે સાંભળી ક્રોધે ભરાયો. "એમ ઘેર જઈ મ્હાલવું હોય તો પગાર નહિ મળે ને મફતનું ખાવાનુંય નહિ મળે. ખેતરમાં મારો મોલ ઉભો છે. રખોપા વગર કંઇ નુકસાન થશે તો એનો બેલી તું છે. એ બધું તારે ભરી આપવું પડશે ત્હેં ગુન્હો કર્યો તો માર ખાધો. મે કંઇ તને ઓછો માર્યો છે, તો પછી હું શું કામ નુકશાન વેઠું ?"

માધીઓ તો રોતો કુટતો જેમ તેમ કરી માળે જઇ પડયો. તેનો બરડો ફાટી ગયો છે. ચામડી સૂઝી ઉઠી છે. ને તેમાં પરૂ ભરાયું છે. સીધા સૂવાતું પણ નથી. હાથ ઉંચા થતા નથી. પણ કામ કર્યા વગર ખાવા કોણ આપે છે? રઘો તો મોટા લોકની ચાકરી કરી-એ ગુણ પામ્યો છે કે કામ કરે તો પગાર દેવાય. માધીઆનો હાથ ફફડે છે. જીવ કકળે છે. પીઠે પરૂ વહે છે. માથો બમણે છે. આવી અસહ્ય વેદનાઓથી તે ત્રાહિત્રાહિ પોકારી રહ્યો છે.

૫

એક દિવસ થયો. બે દિવસ થયા. ત્રીજા દિવસની રાત પડી. માધીઓ પડખે તાપણું કરી માળાપર સૂતો

હતો. દુઃખથી એવો ત્રાસી ગયો છે કે ત્યાં ને ત્યાંજ તાપણામાં બળી મરવાનું એને મન થઇ આવે છે. બરડામાં પીડા એવી થાય છે કે બળતું ચાંપ્યું હોય તોય એટલું દુઃખ ન થાય. આખી રાત એને ઉંઘ ન આવી. પાછલે પહોરે સહેજ આંખ મળવા આવી હતી ત્યાં ખેતરમાં ડાબે શેઢે જનાવર પેસી ગયું હોય એવો અવાજ થયો. માધીઆની અરધી ઉંઘ પણ ઉડી ગઇ. જનાવરને બીવરાવી નસાડવા તેણે ખૂબ જોરથી થાળી ઠોકી પણ જનાવર ગયું લાગ્યું નહિ. ખેતરમાં અવાજ થયા કરતો હતો. તેણે જોર કરી કરી હાકોટા કર્યા પણ અવાજ શમ્યો નહિ. માધીઓ કહે, અરેરે ! આ જનાવર કેમ જતું નથી ! કપાળે વળેલો પરસેવો લુછીને ખંખેરતો તે બોલી ઉઠયો. “મારા લોહીનો પરસેવો કરી આ પાક મેં ઉગાડયો છે એ આમ કેમ વેડફાઇ જવા દેવાય ?” આવેશથી એ ઉભો થઇ ગયો ને હાકોટા પર હાકોટા દેવા લાગ્યો. છતાં અવાજ બંધ થયો નહિ. એમણે ગોફણ હાથમાં લીધો. કાંકરો મૂકયો ને ગલોલ ચડાવ્યો. એક બે, ત્રણ, અવાજ બંધ થઇ ગયો.

પણ...હાથ વીંઝવાથી ને ઉભા થઇ જોર કરવાથી એનું શરીર ખૂબ ખેંચાયું હતું હતું. એના બરડાની જસ તુટી હતી. ને લોહી દદડતું હતું. ગોફણ બંધ કરી કે તરત એને આ વેદનાનું ભાન થયું. એ ધબ દઈને માળા પર પડયો.

ત્યાં તો માધીઆ માધીઆ. કરતી જીવલી આવી. જીવલી રઘાની એકની એક દીકરી હતી. હસતી હસતી આવી માધીઆની પાસે તે બેઠી. માધીઓ આંસુ દડતી આંખે જોઇ રહ્યો.

જીવલી કહે " માધીઆ, તારે સારૂ તો આ દવા લાવી છું અને તું બોલતો કેમ નથી!"

માધીઓ આ માની જ ન શકયો. તે નિશ્વાસ નાખી બોલ્યો: શું કામ ભાઠશાબ મશ્કરી!

"મશ્કરી નથી; જો તો આ. કહી જીવલીએ શીશો બતાવ્યો. માધીઆ, આ ત્રણ દહાડાથી હું કયાં ગઇ હતી તે ખબર છે?"

માધીએ માથું ધુણાવી ના કહી, એટલે જીવલીએ કહ્યું: "માધીઆ હું તને રોજ ભાત દેવા આવતી ને તું તે વખતે નિસાસો નાખતો એ હું સમજતી. મને તારૂં દુઃખ સાલતું. તું ઇશ્વરનો આશરો રાખી ધીરજ રાખી રહેતો. મને એ જોઇ કંઇ કંઇ થઇ જતું. તારી કોઇ સંભાળ ન લે. તને કોઇ કુશલ ન પૂછે. તારી પીઠ સોરો ગઇ ને કીડા પડ્યા પણ કોઇએ દરકાર ન કરી. પણ માધીઆ, મારૂં હૈયું ચીરાતું જતું હતું. મને થતું કે તારી ચાકરી ઉઠાવું, તારૂં દુઃખ ઓછું કરૂં." જીવલી અટકી પડી, માધીઆની આંખમાં પાણી ભરાયાં.

જીવલીએ દવાથી ધા ધોતાં ધોતાં કહ્યું: માધીઆ પીડા થાય છે ?

માધીઓ કહે: વૈદના હાથે પીડા તો થાય, પણ એ ઉતરતી પીડા.

"માધીઆ, કેમ જાણ્યું કે ઉતરતો ?" જીવલીએ વિનોદ કર્યો માધીઓ એ ન સહી શક્યો: તે બોલ્યો:

'તું તો દવા લઈ આવી છે ને આવું બોલે છે!' જીવલીની આંખમાંથી બે ટીપાં માધીયાના ગાલપર

પડયાં માધીઓએ ઉંચું જોયું. તે ગળગળો થઇ ગયો. "કેમ બ્હેન, પાણી!"

જીવલી કહે 'ત્યારે બીજુ શું હોય? જોને, મેં તને ચમકાવ્યો. અને, તું જનાવર સમજી પાક બચાવવા મરી પડયો. મને કબુધને એ શું સુઝયું!

"એ તું હતી જીવલી!" માધીઓ આશ્ચર્ય પામી બોલ્યો.

"હા. તો. મારા વગર કોણ એવું જનાવર હોય? દવા લાવીને જાણે મોટો પાડ કર્યો હોય તેમ મેં તને ભડકાવ્યો. ને વધારે દુઃખી કર્યો." એટલું કહેતાં જીવલી માધીઆના પગપર માથું નાખી ચોફાટ રડી પડી.

માધીઓ તો આ નવીન બનાવ જોઇ વિચારમાં પડી ગયો. તે બોલી ઉઠયો. "બ્હેન બ્હેન. તારો વાંક નથી. જેવી ભગવાનની મરજી. એમાં આટલો કલ્પાંત શો બ્હેન. મારી ખાતર ત્રણ ત્રણ દહાડા લગી તેં કંઇ ઓછું વેઠયું હશે?"

પણ જીવલી તો ધ્રુસકે ધ્રુસકે રડતી હતી. પાછી તેને દવા યાદ આવી. એટલે એ દવા લગાવવા મંડી.

માધીઆને વેદના તો ખુબ થતી હતી પણ મ્હોં પર બિલકુલે દેખાવા દેતો નહતો.

૬

જીવલી આમ રોજ સારવાર કરે છે. માધીઆને આરામ થતો જાય છે. એક દહાડો જીવલી કહે: "માધીઆ, તું હવે અહીંથી જતો રહેને."

"કેમ?" માધીઓ ચમકયો.

"તારી માએ ગમેતેમ લખી આપ્યું તેથી તને શું?" જીવલી માધીઆને સમજાવવા લાગી. "એ તો મરી ગઇ. એ કંઇ ઓછી અહીં ભોગવવા આવે છે! તારાં નસીબ એમ ચણિયારે પૂરવાનો કોઇને શો હક માધીઓ?"

માધીઓ આ સાંભળી ખડખડ હસવા લાગ્યો. તે બોલ્યો "જીવલી, એ શું મારી મા નહોતી? એણે બિચારીએ મરતે મરતે અંગુઠો કાપી આપ્યો એ શું

ઓછું વેઠયું છે કે તું અહીં એને દુઃખ ભોગવવા બોલાવે છે? તું તો એની પથારીજ જાણે છે. ગદ્ધા વૈતરૂં કરી એ મારૂં પેટ ભરતી એ દહાડા તું ઓછા જ જાણે છે!"

" પણ માધીઆ, તું અહીં રીબાયા કરે, સોટા ખાધા કરે, ને માળે સડયા કરે એ મુંથી નથી જોયું જતું. તું અમદાવાદ મીલમાં જતો રહેને. મહીને દહાડે પચીસ પચાસ મળશે. દેવું ય બધું બાર મહીનામાં વળી જશે ને ઘરનો સુખી થઈશ.' જીવલીએ કહ્યું.

"હું એ બધું જાણું છું જીવલી. પણ મારે એવું નથી કરવું. મારી માનો અંગુઠો મને નગણો કહે."

"તો પછી તું કયાંક નાસી જા એ ભલો, પણ આ ફાંસમાંથી તો છુટ. માધીઆ, સાધુ થઇ જવાનું તને ગમે?"

" અરે, એ શું બોલી જીવલી? અમ જેવા સવાર થિયાથી ભગવું કેમ પહેરાય? એ તો તપીઆંના

ડામ. ના બ્હેન, ના. રઘાભાઈ રજા આપે તો જ મારાથી તો જવાય. નહિતો વાડ પણ ન ફરકાય. મારી માનો અંગુઠો લાજે."

"જોયો જોયો હવે તારી માનો અંગુઠો." જીવલી ચીડાઇ બોલી "મરવા કાળે સાંગુસે, ગાલી અંગુઠા લીધા એ કાંઇ નેકી કહેવાય? મારૂં કહ્યું માન માધીઆ–" પણ માધીઓ તો એકનો બે ન થયો.

૭

માધીઓ સાજો થઇ ગયો છે. એક વાર એણે ગોફણ છોડી તે એક હોલાને અડકી ગઇ હોલો તરફડતો પડયો. માધીઓ દોડી એને ... લાગ્યો. ને પાણી છાંટયું. પોતાને હાથે આવું ... થઇ ગયું એથી એને ખુબ દુઃખ થતું હતુ. ગામમાં એક વાર એક સાધુ આવેલા તેમણે કહેલું કે રામ નામ એ મોટામા મોટી દવા છે. માધીઆને એ યાદ આવ્યું: એણે પંખીને આરામ કરવા રામ નામનો ઉચ્ચાર શરૂ કર્યો. થોડી વારમાં પંખીએ પાંખો ફફડાવી. માધીઆના આનંદનો પાર રહ્યો નહિ. પછી તો એણે

હોલાને પોષ્યો ને પાળ્યો. એ જમવા બેસે કે હોલો આવી એની સામે બેસે. એણે પાણીનું એક કુંડું બાંધેલું તેમાંથી આવી પાણી પી જાય. ને માધીઓ ડચકારો કરી બોલાવે એટલે આવીને એના ખભા પર ને હાથ પર બેસે. જીવલી તો આ જોઇ ખુશખુશ થઇ ગઇ. એણે એક વખત કહ્યું: "માધીઆ, આપણે આ હોલાને માટે એક સરસ પાંજરૂ લાવીએ. પછી એ પાંજરૂ આ માળા નીચે લટકાવી રાખીશું, કેમ ઠીકજ ને!"

માધીઆ હોલાની ચાંચપર આંગળી અડકાડી રાખી બોલ્યો "અરે! જીવલી, તને આવું આવું ક્યાંથી સૂઝે છે! એ બિચારા છુટા પંખીને તું પાંજરામા પૂરવાનું કહે છે? ના. ના. મારે તો એને નથી પૂરવું. એની પાંખો કાપી નાખવામાં શું મઝા આવવાની હતી કે શું પુણ્ય થવાનું હતું?"

"ત્યારે તું કેમ બંધાઇ રહ્યો છે? તું શું એક હોલાથીય નપાટ છે?" જીવલીએ મનની વરાળ કાઢી.

"જીવલી, એ વાતજ જવા દેને હવે." માધીએ વાત ટુંકાવતાં કહ્યું. વધારે ચુંથ્યે ઝેરપાક થશે. એ રહ્યું પંખી. ને આપણે માણસ. આટલોય તફાવત ન જોઇએ ?" માધીએ હોલા પરથી હાથ ઉઠાવી લીધો ને હોલો ઉડીને પાસેના ઝાડની ડાળે જઇ બેઠો.

પછી માધીએ પુછ્યું. "જીવી બ્હેન, સાચુ કહેજો, લોકો કહે છે તમે વિવાહ કરવાની ના પાડો છો, ખરી વાત બ્હેન?"

જીવલી આછું હસી. "ખરી જ વાત તો. મેં તમને ભાઇ કરી માન્યા છે તો હવે તમારી બ્હેન બની બતાવવું જોઇએ ને."

"રઘાભાઇ દુઃખી નહિ થાય ?"

"સહેજ થાય. પણ રૂએ એટલાં ઓછાં જ કૈં ટાઢે મરે છે ? આપણે નથી જોતાં કે મરનાર સુખે મરી જાય છે ને જીવતાં પાછળ માથું કુટે છે, એમાં મરનાર બિચારો શું કરે ? સ્વાર્થની કાંઇ દવા છે? અને દુનિયા વાતો કરશે તો ભલે કરે, ભસ્યે એટલાં ઓછાંજ કરડે છે ?"

"પણ મારી ખાતર આ બધું ?"

"હાસ્તો. મેં તને ભાઇ માન્યો, તો મારે હવે બ્હેન બનવું જોઇએ ને !"

"જીવલી, જીવલી, તું તો અંગુઠા કરતાંય ચઢી !" માથ્રો ઓ ન રહી શકયો.

"વાહ! તમે તમારી માનો અંગુઠો રાખો તો હું મારો પણ ન રાખું ?"

"ત્યારે બ્હેન તું ન પરણવાની ?"

"ના ના. મારો ભાઇ આમ નીચું મ્હોં ઘાલી રહે ત્યાં લગી તો નહિ."

"જીવલી, એમ ગરજુને માથે ધુંસરી નખાય ? રઘાભાઇને સાણસે ઝાલી તું એમ કાવ્યું કરાવે એ કંઇ ધર્મ કહેવાય ? હું મારાં કર્મે લેવાઉં છું તેમાં તારે શું ?"

"એટલે શું હું તારી બ્હેન નથી ? શું હું માણસ નથી ?" વધારે સાંભળવાની રાહ ન જોતાં જીવલી માળેથી ચાલતી થઇ.

૮

પછી તો રઘા પટેલે માધીઆને દીકરો કરી રાખ્યો. જે ખેતર ને ઘરબારનો માધીઓ ગુલામ હતો તે હવે માલીક ઠર્યો. પણ તેને મન કશો ફેર પડ્યો નહિ. એ તો પહેલાંની જેમજ માળીએ પડી રહેવા લાગ્યો, અને, જીવલી પરણી ઉઠી તેની બીજીજ સવારે સૌએ સાંભળ્યું કે માધીઓ સાધુ બની ચાલી નીકળ્યો છે. વગર હકની મળતી મિલ્કતના ધણી થવું એને ગમ્યું નહિ.

જીવલો બોલ્યો: મારો ભાઇ જ્યાં હો ત્યાં રામજી એનુ રખોપું કરો. એણે એની માનો અંગુઠો રાખ્યો.







તનો અમારા ગામની વાઘરણ હતી. ઝીણાં ઝીણાં સુંદર મીઠાં બોર એનીવાડીમાં થતાં. લોકો એ બોરને ચણીબોર કહે છે. અમે એને રતન બોર કહેતા.

સાંજ પડે ને રતની 'બોરાં લો બોરાં'ની બુમ પાડે ને અમે સૌ બાને કહી દાણા સાટે બોર લેવા જઇએ. રતની અમને કદી ન છેતરતી. બાળક સમજી બે બોર વધારે દેતી. રતની અમને ખુબ ગમતી.

અમે રોજ એની વાડીએ પણ જઇએ. ત્યાં અમે ક્યારા કરીએ, છોડને પાણી પાઇએ અને વેલાને ઉંચા વધારવા વાંસના ટેકા મૂકીએ. રતની અમને ભાત-ભાતના વેલા બતાવે. એણે અમને એક નાનું સુંદર બોરડીનું ઝાડ પણ બતાવ્યું હતું. રતની એ ઝાડનાં બોરાં વેચવા લાવતી હતી. અમે જઇએ ત્યારે એ ઝાડ તળે બેસી વાતો કરીએ: રમીએ ને કૂદીએ. જતી વખતે કહેતા જઇએ:" ઝાડ, ઝાડ, દે છે તેમ બોરાં દેતું રહેજે."

એક દહાડો રતની બોરાં વેચવા આવી હતી. સૌ તેની ચોમેર વિંટળાઇ વળ્યાં. "રતની, મને પહેલાં, મને પહેલાં, એમ સહુ કરતાં હતાં. હું પણ કહેવા લાગ્યો. "રતની, મને પહેલાં." રતની કહે, 'સૌને દઇશ. કોઇ નહિ રહી જાય.' પણ અમે એમ ઓછા જ સમજીએ એમ હતા ? અતિ હોંશમાં મેં ધક્કા મુક્કી કરી બીજાં છોકરાંને ખસેડવા માંડયાં. હું રતનીને મારા દાણા આપુ છું ત્યાં તો પાછળથી ધકકો આવ્યો ને હું રતનીના ખોળામાં જઇ પડયો. રતની છાબડી

નતી બોરાં આપતી હતી તેને મારા પગનો ધક્કો લાગ્યો ને છાબડીમાંથી બોરાં વેરાઈ ગયાં.

હું તો છોભો પડી ગયો. તેથી આઘો જઇ ઉભો રહ્યો. રતનીએ મારા સામું જોયું: ને કહ્યું. તેં ધક્કા મુક્કી કરી તેથી આમ થયું માટે તારે વાડીમાં હવે નહિ આવવું. અને હવે હું તને બોરાં પણ નહિ વેચું. હું આ સાંભળી રોઇ પડ્યો. પણ રતનીને દયા નહિ આવી.

સૌએ બોરાં લીધાં પણ મને એકલાને રતનીએ આપ્યાં નહિ. એ બોરાં આપી ગઇ ત્યાં સુધી હું ત્યાં ઉભો રહ્યો પણ રતનીએ તો મારા સામું પણ જોયું નહિ.

૨

દિવસ પર દિવસ જાય છે રતની રોજ બોરાં વેચવા આવે છે: હું ત્યાં જઇ ઉભો રહું છું. પણ રતની મને બોલાવતી નથી. એની સામેજ જઇને હું તાકી રહું છું પણ જાણે એ મને દેખતી નથી. આજ તો

મને જરૂર બોલાવશે ને બે બોર આપી સમજાવશે એમ રોજ મનમાં થાય છે; હું હરખભર્યો બધાં છોકરાં સાથે જાઉં છું, સૌ છોકરાં સાથે રતની હસે બોલે છે ને હું આઘો ઉભો એ બધાંને જોઇ રહું છું.

સૌ છોકરાં બોરાં ખાય છે. મને તેમની પાસેથી બોરાં માગી ખાવાનું ગમતું નથી, મારે તો રતની આપે તોજ ખાવાં છે. કોઇ મને ચીડવતું નથી ને બીજાંને બોરાં ખાતો જોઇ હું ખીજાતો પણ નથી.

ઘેર બા પૂછે છે કે હવે બોરાં લેવા કેમ દાણા માગતો નથી? હું કશો જવાબ દેતો નથી. મને શરમ આવે છે, હું જતો રહું છું.

હું રોજ રતનીની વાડીએ જાઉં છું ને બહાર ઝાંપા આગળ ઉભો રહું છું. અંદર છોકરાં રમે ભમે છે. કોઇ ક્યારી કરે છે, કોઇ રતનીને ભાજીપાલો ચુંટવા લાગે છે. કોઇ કલમ કરતાં શીખે છે. કોઇ છોડવાને પાણી પાય છે. રતની સૌની સાથે હસી હસી વાત કરે છે. કોઇ કોઇ વખત બોર પણ આપે છે.

ક્યારીઓ અને ફુલછોડની નાની નાની વાતો પણ એ એમને કહે છે. હું બહાર ઉભો ઉભો જોઈ રહું છું. મને અંદર જવાની રજા નથી.

હિંમત મારો દીલોજાન દોસ્ત હતો. તે કહેઃ

"ચાલને હવે અંદર. રતનીને સમજાવી લઈશું. એ નહિ વઢે." પહેલાં તો મેં ના પાડી, "રતનીની રજા વગર જવાય નહિ. રતનીને ખોટું લાગે એવું કામ મારાથી ન થાય." પણ હિંમત કહે "રતનીને કંઈ ખોટું નહિ લાગે. તુ એને કામ કરવા લાગીશ એ એને ગમશે. તારા વિના તો એનું કેટલું કામ કથળ્યું છે. ચાલ ચાલ અંદર...."

મને મોહ લાગ્યો. મારા વગર રતનીનું કામ કથળતું હતું એ જાણી મને મારી કીંમતનો ગર્વ થયો. હું અંદર જવા કબુલ થયો. મેં કહ્યું, 'ચાલ દોસ્ત.'

પણ જેવો ઝાંપામાં પગ મૂકું છું ત્યાં તો રતનીએ એની ઝુંપડીના આંગણામાંથી મારા સામું જોયું. એની

આંખમાં મને ઠપકો દેખાયો. હું થંભી ગયો. હિંમતનો હાથ પાછો નાખી હું ઝાંપા બહાર જઇ ઉભો.

બહાર રહીને મેં જોયું તો રતનીની આંખમાંથી પાણી ટપકતું હતું. અને એ હિંમતને કંઇ કહેતી હતી. "મને પણ ક્યાં દબ નથી થતું" એટલા શબ્દો મેં સાંભળ્યા. ને તે સાંભળી મને ખુબ દુઃખ થયું.

૩

ઉપરના બનાવને થોડા દિવસ વીતી ગયા હતા. બોરની મોસમ ઉતરી ગઇ હતી. રતની હવે ભાજી પાલો વેચવા જતી હતી. છોકરાં તો હજી પણ એની વાડીએ જતાં ને કિલ્લોલ કરતાં. હજી પણ હું રોજ ઝાંપા બહાર ઉભો રહેતો ને વાડીમાં જોઇ રહેતો.

એક દિવસ હું ત્યાં ઉભો હતો. ને એક ઘોડો નિરંકુશ દોડતો મારી પાસે થઇને ગયો. એને પકડવા બે જણ પાછળ દોડતા હતા. અને બીજા લોકો દૂર ઉભા ઉભા હો હો કરતા હતા. લોકોનો બુમો સાંભળી ઘોડો વધારે ને વધારે ફુંગરતો હતો. બીજી

વાર તે હણહણાટી દેતો ને છલંગ મારતો મારી પાસે થઇ ગયો. હું જરા વાડ બાજુ ખસી જવાથી બચી ગયો. સામે સુરક્ષિત ઉભેલા લોકો બુમ પાડી મને કહેવા લાગ્યા: અલ્યા વાડીમાં જતો રહે. નહિ તો મરી જઇશ. પણ વાડીમાં જવાની તો રતનીએ મને ના કહી હતી. અને વાડી આગળથી ખસવું મને ગમ્યું નહિ. હું તો ત્યાંજ ઉભો રહ્યો. રતની તે વખતે વાડીમાં હતી નહિ. છોકરાં એકલાં અંદર રમતાં હતાં. મને તેમણે ચાસો પાડી પાડી બોલાવ્યો પણ બીજી ભૂલ કરવાની મારામાં હિમ્મત નહોતી. મારી બુદ્ધિ કબુલ કરતી નહોતી.

ત્યાં તો ફરી હોહા થઇ. ધબધબ પડઘી સંભળાવા લાગી. ને પલકમાં તો તાડ જેવો ઘોડો હણહણાટી દેતો ને શરીર ઉલાળતો આવી ચડયો. આ વેળા મને ખસવાની જગ્યા નહોતી. પૂછડાનો એક ઝપાટો તેણે મને લગાવ્યો. હું પડી ગયો. લોકો ચીસેચીસ મારવા લાગ્યાં. ઘોડો તો જતો રહ્યો. પણ મને તેનું ભાન રહ્યું નહિ.

આંખો ઉઘડી ત્યારે જોઉં છું તો હું રતનીની ઝુંપડીમાં સાથરા પર પડયો હતો ને રતની મારા હાથપગ માલીશ કરતી હતી એની આંખમાં પાણી ભરાયાં હતાં. હું તે જોઇ રહ્યો. મારી ને તેની આંખો એક થઇ. મારૂં હૈયું ભરાઇ આવ્યું. હું રડી પડયો. છોકરાં સૌ પાસે બેઠાં હતાં. તે એકદમ બોલી ઉઠયાં. "કનુ ભાઇ, કનુ ભાઇ. તમે હવે વાડીમાં આવજો. રતનીએ રજા આપી છે."

હું બેઠો થયો. ત્યાં તો રતનીએ મારી આગળ સુંદર બોરનો ઢગલો કર્યો. હું તે જોઇ રહ્યો. રતની કહે. "ખાઓ ભાઇ. મેં તારે કાજે એ રાખી મેલ્યાં છે. બહુ જ મીઠાં છે."

મેં રતની અને સૌ છોકરાંઓએ સાથે બોરાં ખાધાં. અને, પછી હસતાં કલ્લોલતાં વાડી ગજવી મૂકી.

૪

આજે તો એ રતની નથી. એ વાડીય નથી. એ બધી જમીન એક શેઠીઆના કબજામાં છે. તે ત્યાં

બંગલો ને બાગ બનાવવાનો છે. રતની પાસે તે કંઇ પૈસા માગતો હતો, તે પેટે તેણે તે જમીન મેળવી લીધી છે. રતની દુઃખની મારી ગામ છોડી ગઇ છે. આજે પણ એ વાડ પાસેથી પસાર થતાં મને રતની અને એણે કરેલી સજા યાદ આવ્યા વગર રહેતાં નથી. મને ત્યારે થાય છે કે એ રતનીએ તો કેવળ પ્રેમથી મને સજા કરેલી ને એથી તો ઉલટી એને પણ સજા થઇ હતી. પણ આ જમીન પચાવી લેનાર ધનપતિએ રતનીને આ કઇ જાતની સજા કરી છે ? ગરીબ બિચારી રતની ! બીજાનાં દુઃખે એ દુઃખી થઇ, એની પાછળ કોઇએ એક ટીપું પાણી પણ પાડ્યું નહિ !

---



# ગંગા નોતર.



ગરીબ બિચારો બ્રાહ્મણ માગી તાગીને સ્ત્રી અને બાળકનું પુરૂં કરતો. છોકરો એનો આઠ વરસનો હતો. સ્લેટ અને ચોપડીઓ ધર્માદામાંથી મળતી.

મોતનો સપાટો આવ્યો. બ્રાહ્મણ પૂરાં ચાળીસ વર્ષ પણ જીવ્યો નહિ એની સ્ત્રી અને છોકરે માથડાં કુટયાં. અરેરે! એકદંડી ઘર એ દંડ તુટતાં શા આધારે ટકશે?

બ્રાહ્મણને એનાં નાતીલાં બાળી આવ્યાં ને પછી એને આંગણે નાત મળી.

એક જણ કહે: ગમે તેમ જયશંકર ભાઈ, પણ નાતમાં એની જોડ ન મળે.

બીજો કહે: વાહ! શું વાત કરો છો. કેવા દરીયા દીલનો આદમી! કદી કોઈને "તુ" નથી કહ્યુ. ૬૦ વર્ષે મોત પણ સુખે આવ્યુ. બાયડી છે, છોકરો ખરસો મોટો છે એટલે કંઈ બાંધેભારે ઓછું જ રહેશે?

નાત પટેલ હાવકાઈથી બોલ્યા "વાહ! શી વાત કરો છો! એમને શોભતી રીતે ક્રિયા કરાવવી એ હવે નાતે જોવાનું છે."

બ્રાહ્મણી ઓરડામાં આંસુ ઢાળી રહી છે. બહાર થતી વાતચીત સાંભળી તેનું હૈયું ચીરાઈ જાય છે: "અરેરે લાકડી ગઈ એટલે લોકો હવે ઠેબે ચઢાવે છે! જખમને ચીરી ચીરીને સૌ જુએ છે. મરનારના કલ્યાણની વાત તો કોઈ કરતાં નથી. ગીધડાં તો મરેલાંને ફોલી ખાય પણ આતો જીવતાંને ફોલી ખાય છે."

નાતગોર ઓરડામાં આવ્યા ને બાઇને કહ્યું. “ક્રિયા કરવા પાછળ શેની નાત કરાવશું? બોલો, બધું શોભતું બોલજો.”

બાઈ તો વિજળી પડે તેમ ઢળી પડી. “અરે! શોભારામ ભાઇ, તમે નથી જાણતા? આજનો માગી લાવેલો આટો આજ ખાતા. એક પાઇનીય બચત નથી. વાણીયાનું પચીસ પચાસનું દેવું હશે. છોકરો હજી નાનો છે. ને ક્રિયા કરવાના પૈસા કયાંથી લાવુ?”

બે ચાર જણ બહાર બેઠા હતા તે પણ અંદર આવ્યા. એક જણ બોલ્યો. “એ તો સૌને ઘેર એમજ ચાલે છે. બ્રાહ્મણ એટલે ખાવાનું એમ બારોબારજ નીકળે. બાકી ક્રયા કર્યા વગર કાંઇ ચાલે છે?”

“અરે પરસન ડાકી. એ શું બોલ્યાં? અમે આવા ભત્રિજાઓ બેઠા છીએ ને મગનાને દુઃખ શું છે? એ તો ચિંતા કરશો જ નહિ. મોટા હજાર હાથવાળો બેઠો છે ને.” એક જણે ભત્રિજાનો પાઠ ભજવ્યો.

હજાર હાથવાળો ભગવાન તો બાઇએ કે કોઇએ દીઠો નહોતો પણ અહીં હજાર હાથ બાઇને વાંટાઇ જડ્યા હતા. એની કોણ ના કહેશે?

મંછારામે નામ દઇ દઇ બહાર બેઠેલાઓને અંદર બોલાવવાને કહ્યું. "હવે બોલો, ઇચ્છાશંકરભાઇ, નાખો ક્રિયા ખર્ચનો આંકડો."

ધોતીયાનો છેડો નાખી બે ચાર જણે આંગળીઓની ઇશારત સમજી સાતસોનો આંકડો નક્કી કર્યો. ને ચોખરૂ કરવાનું ઠરાવ્યું.

એક જણ બોલ્યો. "ઠીક ત્યારે શોભારામ ભાઇ, ઉઠો. તમે, મંછારામ, ઇચ્છાશંકર ને અમથાલાલ એમણે આટલી શોભા સાચવી લેવાની. એકલું બેરૂં આદમી શુ કરવા જાય? ને છોકરૂં તો ના સમજે; એટલે વાણીઆને ત્યાં જરા ચાર ધક્કા ખાઇ નકકી કરી લેજો."

અમથાલાલ કહે: "અરે વાહ એમાં શું? ઘરમના ધકકા ખાવાની કાંઇ મારે નવાઇ છે? નાત તો

ગંગા છે. એની સેવા ક્યાંથી ? અને વળી અહીં તો એક પંથ ને દો કાજ. કાકાનો જીવ વહેલો ગતે થશે તો આશિર્વાદ દેશે."

પરસને ખોળો પાથરી પાથરી ખુબ કાલવાલા કર્યા. પણ કોઇ, એ સાંભળતું જ નથી. કોઇ એને પૂછતું નથી પણ વાત તો સૌ એના વતી કરે છે.

નાતવાળાઓ પહોંચ્યા વાણીઆને ત્યાં; ક્રિયા ન થાય તો જીવ અવગતે થાય. એની બધી ફિલસુફી વાણીઆને પઢાવી પણ વાણીઓ એમ દેખીતા લાભ વગર ખાડામાં ઓછો જ ઉતરે એવો હતો ? એણે તો ચોકખું કહ્યું કે કાં તો બે વરસમાં રૂપીઆ આવી જાય એવા જામીન થાઓ કે ઘર ગીરો લખાવી આપો. ઘરેણાં તો કંઇ બ્રાહ્મણી પાસે હતાં નહિ. એક ભેંસ હતી તે વેચાઇ ગઇ ને ઘર પણ ગીરો મૂકાયું, બ્રાહ્મણી ને એના છોકરાની સ્ત્રીઓ સેવાઇ ને સાણ પણ થઇ.

"અરેરે ! કેવું ભયંકર પાપ !" ઓટલા પર બેઠેલો એક જુવાન બોલી ઉઠ્યો.

"એમાં પાપ શાનું ? રૂપીઆ ધીરવા એ તો મારો ધર્મ છે." વાણીઓ ગણગણ્યો.

× × ×

સત્તાવીશ દેશના બ્રાહ્મણો ગામમાં ઉતરી આવ્યા. વર્ષોના કજીયા પંચ આગળ રજુ થયા. કોઈએ વિવાહ તોડયાનો તો કોઈએ નાત ન કર્યાનો આવા આવા અનેક કેસ રજુ થયા. બધા કેસવાળા એમજ કહે કે અમારા કેસનું નિરાકરણ નહિ થાય તો અમે ચોખરૂં રઝળાવીશું.

બિચારી પરસનને ગળે ગાંઠ બંધાઇ છે. ઘર ખોઇ તે હવે ભાડુઆત બની છે. ભવિષ્ય જાણે બધું લુંટાઇ ગયું હોય તેમ એની ચિંતાનો પાર નથી.

કેટલાક જુવાનીઆ નાતમાં સુધારો ઇચ્છતા હતા તેમણે પંચમાં સુધારાની એક ટીપ રજુ કરી. પ્રેત ભોજન બંધ કરવાની એમાં પહેલી વાત હતી. એક બુઢ્ઢો બ્રાહ્મણ ગર્જ્યો. "કમાવાની તાકાદ નહિ એટલે બીજું શું સૂઝે ? કોણે નાત કરી તે ભિખારી થઇ

ગયા ને ન કરી તે લખપતિ થઈ ગયા ? મેં તો પાંચ વખત સત્તાવીસે દેશ તેડયા છે. હું તો કાંઈ ભુખે ના મરી ગયો. પ્રેતભોજન એ તો બ્રહ્મભોજન છે."

બીજો કહે "પચાસ વરસે આવો અવસર આવવા ક્યાંથી !"

એક જણ કહે "આવા તે કંઈ સુધારા થત હશે ? ધરમમાં છેકાછેકી થતી હશે ? સુધારા તો એ કરો કે આજકાલ છોકરાં ચા, બીડી ને પાન ઉડાવે છે, મૂછો મુંડાવે છે ને કોટ પાટલુન બુટ પહેરી ચમચમ કરતા હીંડે છે, ચોટલી કપાવી નાખે છે ને લાંબી બાબરી રાખે છે એમાં કાંઇ સુધારો કરો. લ્યો કરો ઠરાવ કે જે એવું કરે તે નાતબહાર."

એક જુવાનીઓ ધીરે રહીને બોલ્યો. "અને નાતના પટલીઆ થઇ પડેલાઓ બાટલા ઉડાવે છે તેનું કાંઇ નહિ ? મરનારનાં બૈરી છોકરાંને રવડાવી મેલશો તેનું કાંઇ નહિ ? છોકરાંઓ વેચી પૈસા કરો છો એનું કાંઇ નહિ? સંસ્કૃતનું તો ડીંટ જાણતા

નથી ને વરમરો, કન્યા મરો, કરી આવો છો તેનું ક્રાંસ નહિ ?"

હો હા કરતું પંચ ઉભુ થઇ ગયું. "કોણ તારો બાપ બાટલા પીએ છે ? તારી સાત પેઢીમાં કોઇએ ઉપર ઘીની નાત કરી છે ?" આમ કહેતા પટેલીઆ તે છોકરાપર તૂટી પડયા. જૂતાંની ફેંકાફેંકી ચાલી. પછી મુક્કામારી ચાલી. અડધા કલાક લગી આમ ધમંધમા મચી રહી. બે ચાર જુવાનીઆઓને માર પણ પડયો.

જુવાનીઆ સૌ ભેગા થયા. ને ઠરાવ કર્યો કે "નાત ભલે ન માને પણ આપણે પ્રેતભોજન જમવા ન જવું. ને બીજા જે ઠરાવ કરવા જેવા છે તે બધા જાતે પાળવા."

બીજી બાજુ આ ઠરાવની વાત જાણી પંચે પણ ઠરાવ કર્યો કે "જે જમવા ન આવે તેને નાતબહાર કરવા." જુવાનીઆ નાતબહાર થયા. એટલે તેમનાં સગાં વહાલાંએ તેમનો પક્ષ કર્યો. નાતમાં બે ફાંટા પડયા.

બીજે દિવસ પંચ મળ્યું. ફરી વાત ઉપડી. ને ફરી મારામારી જામી. છેવટ પથરા પણ ફેંકાયા. જુવાનીઆઓએ ફરિયાદ માંડી. પંચે અમથારામ, ને શોભારામ વગેરેનો બચાવ કરવા ઠરાવ્યું. બચાવનું ખર્ચ બધું બ્રાહ્મણીને માથે નાંખ્યું. આ બધી ધાંધલ તેના ધણીને સદ્ગતિએ પહોંચાડવા વાસ્તે થઇ હતી ખરીને !

બ્રાહ્મણીને તો કોઇ પૂછતુંજ નથી. તેના દુઃખનો પાર નથી; તે તો રડી રડીને આંખો સૂઝાવે છે. લોકો તેને ગાળો દે છે કે તારો પૈસો એવો પાપીઓ! કે આ વખવાદ થયો.

બચાવ માટે સો રૂપીઆ બ્રાહ્મણીને નામે ઉપડ્યા. ગામના બીજા લોકોએ વચમાં પડી મામલો વધારે બગડતો અટકાવ્યો ને ફરિયાદ પાછી ખેંચાવી લીધી. પણ રૂપીઆ બ્રાહ્મણીને પાછા મળ્યા નહિ. તે તો અમથારામ પાસેજ રહ્યા. કારણ કે તેમણે ખુબ તકલીફ વેઠી હતી ખરીને !

પણ ફાટ પડી તે પડી. ઘર વેચીને ગંગા નોતર નાર બ્રાહ્મણીને મોંઢે નાતે મેંશ ચોપડી.

નાતો થઇ રહી. લોકો બધા વેરાઇ ગયા. પેલા અમથારામ ને શોભારામ હવે બ્રાહ્મણીને ઘેર ઢુકતા પણ નથી. બ્રાહ્મણીએ છોકરાને ઠેકાણે પાડવા કહેવડાવ્યું ત્યારે જવાબ મળ્યો કે “તું તારાં કરમે લેવાય એમાં અમે વચમાં પડી ઇશ્વરના ગુન્હેગાર શું કામ કામ બનીએ ? દયાભાવે અમે તો તારા ધણીની સદ્‌ગતિ કરવા રાતદિવસ ટાંટીયા તોડયા ત્યારે નાતમાં તડ પડયાં. તારૂં ભલું કરવા જતાં આખી નાતને નુકસાન થાય છે માટે અમે તો હવે તારે આંગણે ઢુકવાના નથી.”

બ્રાહ્મણીએ માથું કુટયું.

નિશાળના શિક્ષકે પરસનના છોકરાને નિશાળે ભણવા બોલાવવા વિદ્યાર્થીને મોકલ્યો. બ્રાહ્મણીએ તેને કહ્યું. “એ તો મગનો હવે ભણી રહ્યો.”

આવતી કાલની રોટલી કમાવા હવે એને કાંઇ કરવું પડશે ને ? સવાસો મણની ભરાય છે પણ સવા-

શેરની નથી ભરાતી. બીજેજ દિવસે મગનો અમદાવાદ જવા ઉપડયો. ન કોઇ એને વળાવવા ગયું. ન કોઈએ એની પીઠ થાબડી. એક એની માએ ઘરઉંબરેથી એને આશિર્વાદ દઇ વળાવ્યો.

મગનો આજે અમદાવાદમાં પોળની એક ગંદી વીશીમાં વાસણ માંજે છે ને શાક પીરસે છે. એના બાપનું કારજ એ કદી ભૂલી શકવાનો નથી.

---

# મૃત્યુ લોકનાં દર્શને.




ર્મદેવે વિચાર કર્યો કે કળિયુગમાંજ સત્યુગની શરૂઆત થાય છે. કળિયુગરૂપી બીમાંથી સત્યુગરૂપી વૃક્ષ ઉગે છે. તો જોઉં તો ખરો કે પૃથ્વી પર લોકો આજે કેવી ધર્મજિજ્ઞાસા સેવે છે!

એ તો નીકળ્યા મહારનું રૂપ લઇને રસ્તા પર થઇને ધર્મદેવ જાય છે. એમનું મહારરૂપ જોઇને લોકોએ બુમો પાડી. "અલ્યા એ પાપીઆ. આઘો રહે. આઘો રહે. છેટે ચાલ. જો તારો પડછાયો અમારી પવિતર દેહ ઉપર પડી જશે તો અમને પાપ લાગશે ને ન્હાયે જ છુટકો થશે."

ધર્મદેવ આઘા રહી ચાલવા લાગ્યા. ત્યાં પાછળથી ગાડી દોડતી આવી. લોકો ભટકીને ખસવા ગયા ત્યાં એક બે ધર્મદેવને અડી પડયા. ગાડી ગઇ એટલે એ લોકો બુમ પાડી ઉઠયા. "હાય ! હાય ! અમારી પવિતર દેહ અપવિતર કરી આ પાપીઆએ." એક જણના હાથમાં નેતરની સોટી હતી તે ઉગામી ધર્મદેવના બરડામાં ચાર પાંચ દઇ દીધી. ધર્મદેવ બેસી પડયા. એટલે લોકો સૌ પોતપોતાને રસ્તે વળ્યા.

ધર્મદેવ ગયા ન્યાયમંદિરમાં ફરિયાદ કરવા. "કાજી કાજી, મારાં તો હાડ ભાગી નાંખ્યાં. આમ લોકો મને મારે એ શું કાયદેસર છે ? શું હું માણસ નથી?

કાજી કહે: એ તો રૂઢિ છે. રૂઢિનો ન્યાય કરવાનો ન હોય. રૂઢિ તો ધર્મ કહેવાય. તમારાં લોક તમને મારે એમાં અમે શું કરીએ ?

"બાપજી, તમે આમ કહો તો પછી અમારૂં રક્ષણ કોણ કરે ?" ધર્મદેવે કહ્યું.

"અમે તો કાયદાનું રક્ષણ કરવા બેઠા છીએ. માણસોનું રક્ષણ કરવાનું કામ અમારૂં નથી" કાજીએ જવાબ દીધો.

"પણ ખરૂં ખોટુંય કાયદો ન જુએ?"

"ખરૂં કે ખોટું, નીતિ કે અનીતિ, એ જોવાનું કામ કાયદાનું નથી. કાયદો તો શબ્દોની બરણીમાં પૂરેલો બુદ્ધિનો મુરબ્બો છે. અમારૂં તો એ શબ્દોની ચોકી કરવાનું કામ. આટલી તારી સાથે વાત કરી એ પણ મહેરબાની સમજ. એ તો હુંજ તને સીધો જવાબ દઉં. નાહે તો બીજો હોય તો અધમુઓ કરાવી ટાંટિયા તોડાવી ને ખર્ચ કરાવી દમ કાઢી નાખે, ત્યારે મેં કહ્યું તેજ છેવટે કહે."

ધર્મદેવ ત્યાંથી ચાલી નીકળ્યા. જ્યાં વાડ ચીભડાં ગળે ત્યાં કોને જઈને કહેવું?

આગળ જતાં ધર્મદેવે એક માણસને નદીમાં લોટો પાણી રેડતો જોયો. ધર્મદેવે આશ્ચર્ય પામી પૂછ્યું. "અલ્યા આમ કેમ? ભરતીમાં કેમ ભરે છે?"

પેલો કહે "એતો હું પુણ્ય કરૂં છું. શાસ્ત્રમાં આવી ક્રિયા કરવાનું ખૂબ પૂણ્ય કહ્યું છે."

"પણ ભાઇ, આવું તે શાસ્ત્રમાં હોય?" ધર્મદેવે પુછ્યું.

"કેમ ન હોય? શાસ્ત્રમાં તો 'માણસ ગંધાય માણસ ખાઉં' એવું બધું લખેલું છે અને આ કેમ ન હોય?"

"તમે બ્રાહ્મણ છો?"

"અરે! શાસ્ત્રની વાત કરૂં છું તોય તું એટલું ન જાણી શક્યો! તું ખૂબ નાદાન છે!" આમ કહી ધર્મદેવની નાદાની પર તે હસવા લાગ્યો.

"તમે શું ધંધો કરો છો?" ધર્મદેવે પુછ્યું.

બ્રાહ્મણ ખડખડ હસી પડી બોલ્યો "ખરેખર તું નાદાન છે. એટલુંય નથી જાણતો! વળી બ્રાહ્મણને ધંધો શાનો? અસલના વારામાં છોકરાં ભણાવવાનો ધંધો હતો; એ તો આ દયાળુ સરકારે પોતે કરવા માંડયો

છે એટલે હવે તો આટો માગી લાવવો, ખાવું પીવું, ને પાઈપૈસો દક્ષિણા લઈ આશિર્વાદ આપવા એ અમારૂં નિત્યકર્મ છે. અને, કોઇ વખત જજમાન મળી જાય તો મહારૂદ્રી પણ કરૂં છું."

"તમે છોકરાં પરણાવો છો મહારાજ ?"

"ઓહો, એ તો મારૂં કામ. તમે કહો એટલી વારમાં પરણાવી આપું. પાંચ મીનીટ કહો તો પાંચ મીનીટ ને બે કલાક કહો તો બે કલાક. બે વરસની કન્યા ને બાવન વરસનો વર પણ પરણાવી દઉં. કામ-કાજ હોય તો કહેજો ભાઇ. મારૂં નામ તુળજારામ મહારાજ. જન્મોત્રીઓ પણ બનાવું છું. ને કશો આધાર જોયા જાણ્યા વગર આગલી પાછલી કહી આપું છું"

નિસાસો નાખી ધર્મદેવ ચાલી નીકળ્યા. વાટે જતાં એક માણસને ગાંડા જેવો બૂમબરાડા પાડતો જોઇ તેની પાસે ગયા. ધર્મને જોઇ તે માણસ નાસભાગ કરવા લાગ્યો. ધર્મે તેને ધીરે રહીને સમજાવ્યો ને તેની પાસે ગયા. ત્યારે તે માણસ કહેવા લાગ્યો "ભાઇ

હું ગાંડો ય નથી ને રાક્ષસ પણ નથી. લોકોએ મને ગામમાંથી કાઢી મેલ્યો છે, ને હું જાઉં છું તો ગાળો ભાંડે છે, મારવા દોડે છે ને પથરા ફેંકે છે. કોઇ મને ખાવાનુંય નાખતું નથી. હું અહીં સ્મશાનમાં પડયો ને એંઠું જુઠું વીણી લાવી ખાઉં છું. મને લોકો હવે તો ભૂતાવળો કહે છે ને મને દેખી બ્હીએ છે."

"તું માણસ છે એટલું પણ એ લોકો નથી સમજતા ?" ધર્મે પૂછ્યું.

"હું તો ઘણી બૂમો પાડી પાડીને કહું છું પણ લોકો મને મારવા દોડે છે. ." આમ કહીને માથું ખંજવાળવા લાગ્યો. ધર્મે જોયું તો તેનાં માથામાં જુઓ પડી હતી ને વાળ ખૂબ વધી ગયા હતા. કાતર લાવી તેમણે પછી તેના વાળ બધા કાતરી નાખ્યા. તેને નવરાવ્યો ને કપડાં સારાં પહેરાવ્યાં. પછી તેને કહ્યું કે "ચાલ મારી સાથે."

પેલો માણસ ખુશી થતો થતો આગળ ચાલ્યો. ધર્મે તેનું નામ દરિદ્રનારાયણ પાડયું.

બન્ને જણ આગળ ચાલ્યા. જતાં જતાં એક ગામ આવ્યું. ત્યાં એક મોટું મંદિર હતું. મંદિરને ઓટલે બન્ને જણ મુકામ કરી બેઠા. ત્યાં તો મંદિર-માંથી એક જણે આવી તેમને ઉઠી જવા કહ્યું. ધર્મે કહ્યું "કેમ આ દેવસ્થાન નથી ?"

પેલો કહે "છે, પણ તારે તેનું શું કામ છે? અહીં તારા જેવાને ઉતરવા દેવામાં આવતા નથી. તમે નીચ જાતિના દેખાઓ છો. કોણ છો તમે બેઉ ?"

ધર્મે કહ્યું "હું મહાર છું અને–" ધર્મ બોલી રહે તે પહેલાં તો 'મહાર' શબ્દ સાંભળ-તાંજ પેલો માણસ ઘૂરકયો. "ચાલ, ચાલ, ઉઠ. જતો રહે, મંદિર અપવિત્ર કર્યું. ઉઠ; નહિ તો માર ખાઇશ."

ધર્મે બડબડતા ઉઠી ચાલવા માંડયું. "ભલું તમારૂં દેવધામ. જ્યાં માણસ જેવાં માણસને પણ ઘડી વિસામો નથી મળતો ત્યાં દેવ કયાં બિરાજ-તો હશે ?"

પાછળ પેલો માણસ બોલતો સંભળાયો "હમણાં જ મંદિરમાં ચોરી થઈ છે; ને આવા લોકોને કયાં સંઘરવા ?

ધર્મે મનમાં વિચાર્યું “ ભગવાનને નામે પણ અવિશ્વાસ ચાલે છે ! તો, એવા ધનનાં ઢગલામાં ઇશ્વરને શા સારૂ દાટી મેલતા હશે ? ”

ધર્મ ગામને એક ખુણે એક કોળીના ઘર આગળ ઉભા રહ્યા. કોળણ ઘરમાં રાંધતી હતી. બહાર રમતાં છોકરાએ તેને જઇ કહ્યું કે કોઇ બે જણા બારણે આવી ઉભા રહ્યા છે; કોળણ દોડતી બહાર આવી. તેણે ધર્મને ને હરિઝનારાયણને ઘરમાં લઈ જઈ બેસાડયા. ને પછી તેમને જમાડયા. ધર્મ કહે “ બ્હેન, તમે અમારી ખાતર ખૂબ અગવડ વેઠી ! ” કોળણ કહે “ ભાઇરે ! એમાં અગવડ શાની. ભૂખ્યાની આતરડી ઠારવાનું ભાગ્ય કયાંથી ? ” ધર્મ કહે “ બ્હેન, કાંઇ પૂછવું છે?” બાઇ કહે; “પૂછવું તો શું હોય? પણ, એક સાધુએ મને કહ્યું છે કે ‘આવતાને આવવા દેવું, આવે તેને રાખવું ને જતાને જવા દેવું’ એનો અર્થ શું એ મને કહો. ”

ધર્મ કહે અહોહો! બાઇ, એનો એક અર્થ તો

તને આવડે છે, જો અમે તારે ઘેર આવ્યા. તેં આવવા દીધા, રાખ્યા ને જમાડયા. અને હવે અમે જઇએ છીએ એટલે તું સુખે વિદાય આપે છે. બીજો અર્થ એ કે લક્ષ્મી આવે તો ભલે આવે, સન્માગે વાપરવી, અને જાય તો ભલે જાય. આવે કે જાય તેનું કાંઇ સુખઃદુખ નહિ. બાઇ! તું બહુ ભાગ્યશાળી છે કે અર્થ જાણ્યા પહેલાં તને તેને અનુભવ થયો "

ધર્મ ત્યાંથી આગળ ચાલી નીકળ્યા. ગામ છોડતી વખતે તે મનમાં ને મનમાં બોલ્યા "ગામ નથી જાણતું ત્યાં ગામની શોભા છે, દુનિયા નથી જાણતી ત્યાં પુણ્યનો સંચય છે. ડાબડો નથી જાણતો કે પોતાના ઉદરમાં મોતી છે."

બન્ને જણા કોઇ એક ગામમાં આવ્યા. રસ્તાપર નાત જમવા બેઠી હતી. એક કુતરૂં ઓચિંતુ અંદર ઘુસી ગયું. બે ચાર જણા ડંડા લઇ ઉઠયા. કુતરૂં માર ખાતુ ને ચીસો નાખતુ નાસતું જતુ ધર્મે જોયું. તેમણે પૂછયું "ભાઇ, ત્યારે કુતરાં આમ રખડતાં

શું કામ મેલો છો ? પાળતા હો તો ? ” પેલો માણસ કહે “ માણસ તે એમ કુતરાં પંપાળીને બેસી રહે કે છોકરાં સંભાળે ! કુતરાં તો અપવિત્ર છે. એ ન પળાય. અમે એને પકડાવી પાંજરા પોળમાં પૂરી ખાવાનું નાખી જીવતા રાખીએ છીએ. ”

“ ત્યારે અહીંથી કેમ મારી કાઢ્યું ? ”

“ અરે ! તમે એટલુંય નથી સમજતા કે અહીં નાત જમવા બેઠી છે ! ”

“ શા કારણે નાત છે ? ”

એક જણની મા એંશી વરસે મરી ગઈ છે તેણે ગંગા નોતરી છે. ”

ધર્મ બોલી ઉઠ્યા : “ પ્રેતભોજન ? અને તે ગંગાના મ્હોમાં !” પેલો માણસ ચીડાયો. તેણે સંભળાવ્યું “ તું તારે જાને જતો હોય તો તારે રસ્તે. તને કોણ પૂછાવે છે કે ટકટક કરે છે ! ”

ધર્મ ત્યાંથી આગળ ચાલ્યા. રસ્તામાં જતાં એક ગૌશાળા આવી. જગા થોડી અને ગાયો બધી ઘણી

પૂરી હતી. એથી ઘાસ પણ પુરૂં મળતું નહતું ને સારવાર પણ બહુ ઓછાંની થઇ શકતી હતી એમ જોતાંજ દેખાઇ આવતું હતું ધર્મે એક નિશ્વાસ નાખ્યો અરેરે ! મનુષ્યો આવી રીતે ગોસેવા કરે છે! એટલામાં એક માણસ ગાયને દોહવા આવ્યો, ધર્મ તે જોઇ રહ્યા. પેલા માણસે ગાયના પગ બાંધ્યા. બે ચાર મુક્કા લગાવ્યા ને છેલ્લું ટીપું પણ નીચોવી લીધું. ધર્મે કહ્યું " અલ્યા ભાઇ, વાછરડા વાસ્તે તો કંઇ રહેવા દે " પણ એણે કંઇ જવાબ ન આપ્યો. ને એક તીર્છી નજર ફેંકી ચાલતો થયો.

ધર્મ મનમાં બોલ્યા, અરેરે ! આ લોકો ગાય દોહીને કુતરાને પાય છે.

ત્યાંથી બન્ને આગળ ચાલ્યા : એક ગામમાં થઇ એ જતા હતા. તેવામાં એક પટલણે, બારણામાં મોટો પાણો પડયો હતો તે ઉંચકી તરતના જન્મેલા એક પાડાના માથામાં ઢીંચ્યો, પાડો તમ્મર ખાઇ પડયો ને ત્યા ને ત્યાં રામ શરણ થઇ ગયો. ધર્મ

તો આ જોઇ કમકમી ઉઠયા. એમણે એક જણને પૂછયું " ભાઇ, આમ કેમ ? " પેલાએ કહ્યું " પાડો કંઈ દુધ દે છે ? એ શા ખપનો છે ? "

ધર્મ વિચાર કરે છે. આ દયા ધર્મીઓ કેવા કે દીકરીને પથરો ગણી વગડામાં મેલી આવવાનું કહે છે; ને પાડાને પાણો દઇ મારી નાખે છે ! સ્વાર્થને એમણે સેવાનું રૂપ આપ્યું છે ? "

ત્યાં બીલકુલ થોભ્યા નહિ. એ તો ચાલ્યા. રસ્તે જતાં એક જાન જતી હતી. ધર્મે પૂછયુ " અલ્યા, વર કયાં છે ! "

લોકો કહે " જુઓ પેલા ગાડીમાં બેઠા છે તે "

ધર્મ કહે" અલ્યા ધાવણી તો હજી હાથમાં છે ને!"

લોકો કહે: " તે શું થઇ ગયું ? કુળવાનનાં છોકરાં કાંઇ કુંવારા રહે ? ધાવણી તો નાખી કે કુટી ! લ્યો, તાણે અમારા ગોરજીને પૂછો. "

ગોર કહે " એ તો પરણીનેજ જન્મે છે, અમે

અહીં કોરા આચાર કરાએ એટલુંજ. ”

ધર્મે ગોરને પૂછ્યું “મહારાજ! તમે બ્રાહ્મણ ” “ હા. હા. ઉંચામાં ઉંચા કુળના. ” ગોરે એકદમ જવાબ દીધો. ધર્મે તે સાંભળી દરિદ્રનારાયણને કહ્યું “ જે તાડજેવા ઉંચો છે તે કીડીના પગે ચંપાશે ને જે કીડીથાય નાનો છે તે સોનાના સિંહાસને બેસશે ”

ધર્મ આગળ ચાલ્યા, રસ્તામાં એક માણસ બંદૂક તાકી ઝાડને ઓથે ઉભો હતો .ધર્મે પૂછ્યું “ ભાઈ, આ શું કરે છે ? ”

પેલાએ કહ્યું “ શિકાર ”

ધર્મે દુઃખી થઇક હ્યું “ અરે ભાઈ! જીવને મારી જીવ ધરાશે ? નરકના ખાડામાં નરક નાખ્યે દુર્ગંધ કેમ મટશે ? ”

શિકારી ગુસ્સો કરી બોલ્યો. ‘ઠીકઠીક’ તું તારે રસ્તે જા. હું તો સહેલ કરૂં છું. તું એમાં શું સમજે ? ”

ધર્મ ત્યાંથી આગળ ચાલ્યા. એક નદી આવી. સામે કાંઠે માણસોની હેકડાઠઠ જામી હતી. ને ભારે

કોલાહલ મચી રહ્યો હતો. ધર્મે જાણ્યુ કે એક છોકરો પાણીમાં ગડથલીયાં ખાતો હતો. કપડાં ઉતારવા પણ થોભ્યા વગર એતો પાણીમાં પડયા ને છોકરાને ખેંચી કાઢયો. છોકરામાં શુદ્ધિ આવી એટલે ધર્મે લોકોને કહ્યુ; "એમ જીવ વ્હાલો કરીને જીવ બચાવાતો હશે કહો ? રણમાં ફેંકયે રહે તે ખરૂં. મોત એ તે કંઇ જનાવર ભાળ્યુ કે તમારી હોહા સાંભળી બ્હી જાય ? એ તો મહલકુસ્તી માગે છે.

ધર્મ ત્યાંથી આગળ ચાલ્યા. એક ખેડુત ખેતરમાં માળે પડયો પડયો લમણે હાથ દઈ રોતો હતો. ધર્મે પૂછ્યું : ભાઇ કેમ રડે છે. ? ખેડુત કહે : શિયાળામાં હીમ પડયું ને બધું બળી ગયું. હવે રેલ આવી ને બધુ મેદાન થઇ ગયું."

ધર્મ તેની પાસે ગયા ને તેને આશ્વાસન આપ્યુ. "ભાઈ, એમાં માણસ શું કરે ?"

ખેડુત કહે: "હાસ્તો, જેવાં મારાં કરમ. આણ સૌ ભૂખે મરી જવાનાં. ખેડુતોનો તો કોઇ બેલી નથી"

" ધર્મ કહે ભગવાન છે ને. "

" છેસ્તો આજલગી તો ઊભા પાક આડે એ દેખાતો; પણ હવે તો આંખો ચોળી ચોળી લોહી કાઢયું પણ નથી દેખાતો, એ નથી દેખાતો, "

" ગમે તેમ કહો પણ એના વગર બીજું કોણ દયા કરે એમ છે! મારે તોય એ, ને ડુબાવે તોય એ. લાકડીના બે છેડા; પણ લાકડી તો એક " એમ કહી એને ધીરજ આપી ધર્મ આગળ ચાલ્યા.

ત્યાં એમણે સાંભળ્યું કે એક માણસ અન્નવસ્ત્રનું દાન કરે છે, ધર્મ ત્યાં જઇ પહોંચ્યા જુએ તો શેઠે સોનાના સાંકળાં પહેર્યાં છે, આખું શરીર સોના રૂપાથી લાદેલું છે, જરિયાન વસ્ત્રો પહેર્યાં છે ને સોનારૂપાના થાળમાંથી વસ્ત્રો લઈ બારીમાંથી નીચે ભેગા થયેલા ટોળામાં ફેંકે છે. તેનો નોકર નીચેની બારીએ બેસી લોકોને અન્ન વહેંચે છે. ધર્મ તો એ જોઈ આભાજ બની ગયા. દરિદ્રનારાયણે પૂછયું " આ કઇ જાતનું

દાન ? ”

ધર્મ કહે “ લુંટારો લુંટીને લંગોટીનાં દાન કરે એ કંઇ દાન કહેવાય નહી. માથું કાપી નાખી પછી મલમપટો કરવાથી કંઇ મડદામાં જીવ આવવાનો છે ! આને દાન ન કહેવાય. એ તો ગરીબોની મશ્કરી થાય છે. કોઇને જીવ મારવામાં રસ આવે, કોઇને પાપકર્મમાં રસ આવે; અને તેમ આ ધનિકોને ગરીબોની મશ્કરી કરવામાં રસ આવે છે, પણ હું નક્કી કહું છું કે એ જીવલેણ રોગ છે. ”

ધર્મ પછી પીપળાના એક ઝાડ નીચે જઇ બેઠા, ત્યાં તો ઓચિંતા પાછળથી ચાર જણા હાથમાં લાઠી અને તરવાર લઇને નીકળ્યા. ધર્મ ને દરિદ્રનારાયણ સાવધ થાય તે પહેલાં તો તેમના માથા પર લાઠીઓ પડી, દરિદ્રનારાયણને એવો સખત માર પડયો કે એતો તરતજ સ્વધામ પહોંચી ગયો; થોડીવારે ધર્મે જરા સ્વસ્થ થઇ મારાઓને કહ્યું: “ અરે ! તમે લોક આ શું કરો છો ! ઇશ્વરથી તો બ્હીઓ, ”

મારાઓ ચમક્યા. 'અરે ! આતો કોઇ બીજાજ છે !' પણ હવે શું થાય ? હથીઆર હેઠા મેલી તે ઘુંટણીએ પડ્યા: "માફ કરો ભાઇ, અમે તો બીજાને મારવા નીકળેલા. શેઠે કહ્યું; પાંચ રૂપીઆ દેશું. એને કાંઇ ફાંસ કાઢી નખાવવી હતી. પણ અમારે નસીબે તમે નીકળ્યા. કૃપા કરીને કોઇને કહેશો નહિ, નહિતો જન્મોજન્મ રખડી મરશું. અમને જવા દો. ફરી કદી આવાં કર્મ નહિ કરીએ. ધર્મે માફી આપી એટલે એ તો તરત ચાલી ગયા. પછી ધર્મ દરિદ્રનારાયણ તરફ જોઈ બોલ્યા: આ ગાંડા કહેવાતા દેહનું કેવું સુંદર બલિદાન થયું ! એક નિર્દોષને તેણે બચાવ્યો !

એમ કહી ધર્મ તેને પોતાની સાથે સ્વર્ગમાં લઇ ગયા. મૃત્યુ લોકનાં દર્શન કરવા આવવાના ગુન્હા બદલ ધર્મને પણ લાઠીનો સ્વાદ ચાખવો પડ્યો ! એ મનુષ્યોની બલિહારી છે !





## ગાંડો

બજાર ભરચક હતી. ઉનાળાનો વખત હતો. એક ગાંડો બૂમો પાડતો બજારમાં ફરતો હતોકે; કોઇ પાણી પાઓ. ” સૌ એને જોઈ કહેતાં “ એતો ગાંડો છે. અમસ્થો બૂમો પાડે છે. ” બજાર ભરચક હતી. વેપારીઓ સૌ કામધંધે લાગેલા હતા. “ પાણી, પાણી ” કરતો ગાંડો બજારને એક ખુણે રોટલો થઇને પડયો. પણ કોઇની નજર એના તરફ ગઈ નહિ.

થોડીવાર એ ગાંડો એમ પડી રહ્યો; પણ તરસે એનો જીવ જતો હતો. એ ફરી ઉભો થયો ને બૂમો પાડતો બજારમાં ચાલ્યો. થોડેક ગયો અને એક બહેકેલા જુવાને એને ધક્કો માર્યો. એક પગ ગટરમાં ને એક રસ્તા ઉપર એ રીતે એ પડયો. એનો પગ જરા છોલાયો. એણે ચીસ નાખી. પણ એની ચીસ કોઇ સાંભળનાર નહોતું. પેલો ફટકેલ જુવાન તો આ પરાક્રમ પર હસતો હસતો ચાલી ગયો.

ફરી એ ગાંડો ગટરમાંથી ઉભો થયો. એના ગળે કાચકી બંધાઈ હતી. એની જીભ સુકાઈ લાકડા જેવી થઇ ગઇ હતી. રસ્તે જતા એક માણસને ઉભો રાખી એ કંઇ કહેવા ગયો પણ ‘ પાણી ’ એટલો એક શબ્દ પણ એ બોલી શક્યો નહિ. એની જીભ સૂકાઇ ગઇ હતી. એનું તાળવું ચોંટી ગયું હતું. પેલો માણસ તો આને ગાંડપણનું લક્ષણ માની ચાલતો થયો.

ગાંડો આગળ ચાલ્યો. એણે હાથનો ખોબો મ્હોં આગળ રાખી દુકાને દુકાને ફરવા માંડયું. એક દુકાને જઇ એ ઉભો. દુકાનદારે છાકોટો કર્યો ને ગાળ દઇ કાઢી મેલ્યા. કારણ કે એની દુકાને ઘણાં ઘરાક ઉભાં હતાં. એને આ ગાંડાની કાકલુદી સાંભળવા ફુરસદ નહોતી. ગાંડો એક બીજી દુકાને ગયો. ત્યાં દુકાનદારના છોકરે એના ખોબામાં “ લે રૂપીયો ” કહી કાંકરો નાખ્યો. ગાંડો તો એ ગણકાર્યા વગર આગળ ચાલ્યો.

પાસેજ એક ખાંચામાં અણે બે માટલા મૂકેલાં જોયાં. એનો જીવ હરખાયો. પણ પાણી એને પાનાર કોણુ? ત્યાં તો કોઈ નહોતુ. ઈશારા કરી કરી, ખોંખારો ખાઈ ખાઈ થોડા શબ્દો બોલી એ જતા આવતા લોકોને સમજાવવા મથ્યો પણ કોઈએ એને પાણી પાયું નહિ. એક બે શબ્દો કહે એટલામાં બીજો માણસ આવે એટલે પ્હેલો ચાલી જાય. પેલા બીજાને કાંઈ વાત કરવા માંડે ત્યાં ત્રીજાને આવતો દેખી એ બીજો છટકી જાય. આમ કેટલાએ આવ્યા ને ગયા. એટલામાં એક સારો દેખાતો માણુસ આવ્યો. એણે ખાદીની ટોપી પહેરી હતી. ગાંડાએ ધાર્યું કે એ પાણી પાશે. ગાંડાએ એના ખભા પર હાથ મૂકયો પણ જ્યાં કંઈ બોલવા જાય છે ત્યાં તો પેલાએ તમાચો ચોડી દીધો; ને સંભળાવ્યું કે: 'ચાલ બાજુએ ખસ; ગાંડીઆ. તારી વાત કોણુ સાંભળે?' ગાંડો બાજુએ ખસી ગયો.

હા. એ ગાંડો હતો. પણ એ માણુસ હતો. તરસે એનો જીવ જતો હતો. એની જીભ જાણે ચોંટી ગઇ

હતી. એ ગાંડો હતો પણ ભૂખ ને તરસ એને ન હોતી લાગતી એમ નહોતું. એને પણ પેટનો ખાડો ભરવો પડતો હતો. એને પણ તરસ છીપાવવી પડતી હતી. સૌની પેઠે એને પણ ઈશ્વરે ઘડ્યો હતો. એ પણ માણસ હતો.

ગાંડાએ આમતેમ જોયું. પણ કોઈ એને પાણી પાય તેમ લાગ્યું નહિ. હાય નાખી એ બેસી પડ્યો. પણ તરસ એને છોડતી નહોતી. એ ઉઠ્યો; આડું અવળું જોયા વગર એ સીધો ચાલ્યો; ક્યાં ? પેલાં માટલાં હતાં ત્યાં. ચવડો ઝીલ્યો; ઢાંકણી ઉઘાડી; ચવડો ભર્યો ને મોંઢે માંડ્યો. ઘટ ઘટ ઘટ ગાંડો પાણી પીવા લાગ્યો. એક ચવડો, બે ચવડા, ત્રણ, ચાર. દશ ચવડા પાણી એ પી ગયો. પણ એની તરસ છીપી નહોતી. ફરી ક્યારે પાણી પીવા મળશે એની એને ખબર નહોતી. આડું અવળું જોયા વગર એણે પાણી પીધાજ કર્યું.

અને એક માણસ ત્યાં થઈને નીકળ્યો. એણે આ

બન્યુ. એ ન માની શક્યો. શું ગાંડો ગોળીને અડકી પાણી કાઢી પાએ છે? એણે આંખો ચોળી. નક્કી ગાંડો ગોળીને અડકી પાણી પાએ છે. એણે રાડ પાડી: અલ્યા કોઇ જુઓ છો કે નથી જોતા. આ ગાંડીઆએ ગોળી અભડાવી. પાણી બધું છોઇ નાખ્યું! ખૂબ લોક ભેગા થયા. રસ્તે જતાંઆ આવ્યા ખરીદી કરવા નીકળેલાઆ આવ્યા; દુકાનદારો આવ્યા, દુકાનદારોનાં છોકરાં પણ આવ્યાં, એટલામાં નિશાળ છૂટી ને નિશાળીયા પણ આવ્યા. દશ માણસ, વીસ માણસ, પચાસ માણસ, સો માણસ, બસો માણસ, પાંચસો માણસ ભેગું થઇ ગયું. ગાંડાને પાણી પાવાની કોઇને પડી નહોતી, કોઇને ફૂરસદ પણ નહોતી. ગાંડાને ધમકાવવા, ગાળોદેવા, મારપીટકરવા હવે સૌ નવરાં પડયા હતા.

એકે ગાળ દીધી, બીજાએ દીધી, સૌએ દીધી; એક નિશાળીઆએ કાંકરો ફેંકયો, બીજાએ ફેંકયો અને ગાંડા પર કાંકરાનો વરસાદ વરસ્યો. એટલામાં શું છે! શું છે! કરતા એક માણસે ધસી આવી

ગાંડાને પાટું લગાવી દીધી. ગાંડાએ ચીસ પાડી, પણ માર તો પડયેજ ગયો. લોકો કહેવા લાગ્યા કે કહ્યું હોત તો એને પાણી પાત પણ ગોળીને શું કામ અડકયો! ગાંડો તો માર ખાઇ અધમૂઓ થઈ ગયો. એક જણે બંન્ને ગોળીઓ ને ચવડા ફોડી નાખ્યા ને પાણી ગાંડાની આગળ વહેવડાવી કહ્યુ "લે પી પાણી" ગાંડો અડકી ગયો એ ગોળીઓને, ફોડી નાખવા સિવાય બીજો શો ઉપયોગ થઈ શકે એ કોઇના ધ્યાનમાં આવ્યું નહિ.

ધીરે ધીરે લોકો વિખરાવા લાગ્યા. છેવટ નિ-શાળીઆ એકલા રહ્યા. તે હવે ગાંડાને વિવિધ ઉપાયે પજવવા લાગ્યા. કોઈએ તેના વાળ ખેંચ્યા એક છોકરે માટલીનાં ઠીકરાં લાવી ગાંડાના ખોળામાં નાખ્યાં. કોઇએ મુક્કા લગાવ્યા. કોઈએ 'લે રૂપીઓ' કહી ઠીકરાં તેના પર ફેંકવા માંડયાં પણ કોઈ છોકરાંને વારનાર નથી. કોઇ ગાંડાની વ્હારે

ધાનાર નથી. ગાંડો ચીસેચીસ પાડે છે. કોઇ તેને સાંભળનાર નથી.

એવામાં એક મેલો ગંદો આદમી ત્યાં આવ્યો. એના વાળ ગંદા છે. એનું શરીર વધારે ગંદુ છે. અને એનાં કપડાં થાગડથીગડ અને અતિશય ગંદાં છે. હાથમાં સાવરણી ઝાલી છે, ને બગલમાં બોચીયું પકડયું છે. એ ભંગી હતો. ગાંડાની આવી નિરાધાર સ્થિતિ જોઇ તે ત્યાં થંભ્યો. છોકરાં તો હજી પણ ગાંડાને સતાવી રહ્યાં હતાં. ભંગીએ છોકરાંને કાંકરા ફેંકતા વાર્યા ને કહ્યું " અરે! શું કામ બિચારાને મારી નાખો છો. આમ તે કંઇ ગમત થતી હશે! બિચારામાં રોવાના હોશ પણ રહ્યા નથી. " પણ છોકરાં એમ કેમ અટકે? એતો કાંકરા ફેંકયેજ ગયાં. ભંગી એ ન જોઇ શકયો. ગાંડાની પડખે જઇ એ ઉભો. અને, છોકરાં જે કાંકરાં ઠીકરાં નાખે તે પોતાના શરીર પર ઝીલવા લાગ્યો. ગાંડો તો આ ભંગીને જોઇજ

રહ્યો. એનું હૈયું ઉપકારના ભારે છલકાયું એ રોઇ પડયો.

ગાંડાને સતાવવામાં છોકરાંને ગમત પડતી હતી. ભંગીએ એ ગંમતમાં ભંગ કર્યો. છોકરાંને એ ન ગમ્યું " મારી મેથો અલ્યા, આ ભંગડાને " કહી છોકરાંએ ખૂબ કાંકરા ફેંકયા. ભંગીએ એકે કાંકરો ગાંડાને લાગવા ન દીધો. બાચીયું ધરી એણે કાંકરા ઝીલ્યા. ને જે એમ ન ઝીલાયા એ પોતાના શરીર પર ઝીલ્યા.

છોકરાં થાકીને જતાં રહ્યાં. ભંગીએ ગાંડાને ઉભો કર્યો, એનો હાથ ઝાલ્યો અને દોરી ચાલ્યો.

લોક હસવા લાગ્યા. વાહ શી જોડ ! એક જણે પૂછયું " અલ્યા કયાં લઇ જઇશ ? " ભંગીએ હળવેથી કહ્યું, " મારે ઘેર; બિચારો ખાશે, પીશે ને પડી રહેશે. " લોકો હસવા લાગ્યા. " વાહ ! શો પરોપકારી ! અલ્યા, તું તો સ્વર્ગે જવાનો. "

ભંગીએ કશો જવાબ દીધો નહી. એ તો ગાંડાને લઇ ચાલ્યો.

*　　　*　　　*

આઠ દસ દિવસ પછી એ ગાંડાને લોકોએ એ ભંગી સાથે રસ્તા વાળતો જોયો. સૌ તાજ્જુબ થયા. એક જણે ભંગીને પૂછયું: અલ્યા આ ગાંડો હતો ને. ? ભંગીએ કહ્યું: એ ગાંડો ન હતો; લોકે એને ગાંડો બનાવી મૂકયો હતો.

આજે પણ એ ગાંડો એ ભંગીની સાથે રસ્તા વાળે છે. ને, લોકોની તંદુરસ્તી સાચવે છે.

ખરેખર, એ ગાંડો હતો ?



## ભેમલા દાદાનો હુકમ

સોમારાતને બાઇડી બહુ વ્હાલી. મૂળે રાત એટલે બુદ્ધિ તો દહાડે દીવા કરે એવી. એમાં લેશ પણ વીણામણ ના મળે. બનવા કાળ અને સોમારાતની એક બે વરસની છોકરી ગુજરી ગઇ. બૈરી બીચારી માથાં કૂટે, છાતી કૂટે ને પડતાં મેલે. તે દેખી સોમારાતનો તો જીવ બળી જાય. કલાક મુંગા રહ્યા, બે કલાક મુંગા રહ્યા પણ એમ ક્યાં લગી જોઇ રહેવાય ? ન કરે નારાયણ ને કંઇ અનિષ્ટ થઈ જાય, સાજી સમી નાથી નન્દાઇ પડે તો બિચારા સોમારાતને પાછું મશાલ લઇને બીજી નાથી ગોતવા જવું પડે. રસ્તા પર સોમારાત બીજા રાતો સાથે રોઈ પરવારીને બેઠા હતા ને વચમાં હુકો ફરતો હતો. એક રાતે કહ્યું: લ્યો હવે સોમારાત, એવો તે કાંઈ શોક કરાય ? લ્યો જરા નળી મ્હોમાં ઘાલો. એકવાર કહ્યું બે વાર કહ્યું, પણ સોમારાતે તો સાંભળ્યું નહિ. એમનું ચિત્ત તો એમની નાથીમાં ભરાયું હતું. હાય હાય ! બિચારી રોઈ

કુટીને મરી જશે. રાતો સમજ્યા કે સોમારાતને દીકરી મરી જવાનું ખૂબ દુઃખ છે. એક પછી એક રાત ઉભા થઇ સોમારાતની પાસે આવ્યા ને એમના હાથ હલાવી હલાવી ઘડીમાં કાનમાં ફુંક મારીને, તો બીજી પળે ઘાંટો પાડીને શોક મૂકી દેવા કહેવા લાગ્યા પણ સોમારાત ટો હતા તેવા વિહ્વલજ રહ્યા.

ઘરમાં બૈરાં જોરથી કુટવા લાંગ્યાં. પહેરેલું ધોતીયું સળગી ઉઠ્યું હોય તેમ સોમારાતનો જીવ સળગી ઉઠયો. એટલામાં તરવારની ધાર જેવો એક સચોટ ઈલાજ એમને સૂજી આવ્યો. "જય જય ભેમલા દાદા" કહતાકને એતો ઉભા થઇ ગયા. માથેથી ફાળિયું નીચે નાખી દીધું ને ઘાંટો પાડયો: "ઉઠો લ્યા સૌ રાતો, શું જોઇ રહ્યા છો. બોલો ભેમલા દાદાની...જે." રાત સૌ નવાઇ પામ્યા: ભેમલાદાદા કોણ છે એની કોઇને ખબર નહોતી. અને વળી મરણ ટાણે ભેમલાદાદાની "જે"

બોલાવવાની વાતથી તો સૌ મુઝાયાં. પણ લાંબો વિચાર કરવા થોભાય એવું નહોતું. એકદમ સૌ રાત ઉભા થઇ ગયા, સોમારાતે ફાળીયું ફેંકી દીધું હતું તે જોઇ બીજા રાતોએ પણ પોતાનાં ફાળિયાં ફેંકી દીધાં. ને ભેમલાદાદાની જય પોકારી.

“ ઉભા રહો લ્યા સૌ ગોળ કુંડાળે ” બોલો ભેમલાદાદાની જે ” સોમારાતે નવો હુકમ કાઢયો. વચમાં ફાળીઆંનો ઢગલો ને આજુબાજુ ગોળકુંડાળું વાળીને રાત ઉભા. ફરી સોમારાતે હુકમ છોડયો: “ તમારી કેડયો ભાગી ગઇઓ છે કે શું ? નમો લ્યા જરા નમો કેડેથી. ભેમલાદાદાનો હુકમ છે, નમો. ”

સૌ નમ્યા એટલે પાછું સોમારાતે ચલાવ્યું. “ અલ્યા હાથ પહોળા કરી કરી જાંગ કુટો હવે. કુટી કુટીને રાતીચોળ કરજો. લોહીના ટશીઆ ફુટે એવી. ભેમલાદાદાનો હુકમ છે. નહિ કરે તેની સાતે

પેઢી નરકે જશે.

ભેમલો દાદો કોણ હતો એની કોઈને ખબર નહોતી, પણ ભેમલા દાદાનો હુકમ હતો એટલે માનવો તો જોઈએજ. ગોળકુંડાળું વળીને સીધા ઉભેલા સૌ રાતે બન્ને હાથ લાકડાં ફાડતા હોય તેમ ઉંચા કરી જોરથી જાંગપર થાપોટા દીધા. થાપોટા દેતી વખતે બરાબર સુતારના કાટખુણા જેવા સૌ દેખાતા હતા. પાછા સીધા થતા ત્યારે જાણે નેતરની સોટી. અને કબા કુંભારના લાલીયા ના જેવા ઉંચા સીધા બે કાન જેવા બે હાથ. દૃશ્ય બહુ ભવ્ય થઈ ગયું. પણ સોમારાતે આટલેથી કંઇ સમાપ્તિ કરી નહિ. ભેમલા દાદાનું નામ દઈને એમણે આગળ હુકમ કર્યો: " અલ્યા સાંભળો કે? હું ભેમલો દાદો. તમારી એક હજાર ઈકોતેરમી પેઢીનો વડવો. કૌરવ પાંડવોની હજામતો મેં કરેલી. હું ભેમલો દાદો, અલ્યા મારો હુકમ માનજો."

સૌ રાત માથું ધુણાવી વધુ ને વધુ જોરથી થાપોટા મારતા કહેવા લાગ્યા “ હાં દાદા, તમારો હુકમ માનશું, બોલો દાદા. ”

સોમારાતે કહ્યું: બોલજો તાણે હું બોલું તેમ: આજની બાઇડીઓનુ રાજ પૂરૂં થયું છે. એમને રોતાં નથી આવડતું, કુટતાં નથી આવડતું.

સૌ રાત બોલ્યા “ હાં દાદા. ”

ઘરમાં સૌ સતીઓ, બહાર આ તમાશો થતો જોઈ રોતી બંધ થઇ હતી તેમના ભણી જોઈ સોમારાતે હુકમ છોડયો, અલી એ બાઇડીઓ, ભેમલા દાદાનો હુકમ છે હવે તમારે રોવું કૂટવું નહિ. તમે તમારો છેડો વાળી ઉ ઉ કરતાં પાછળ ચાલ્યાં આવજો. ભેમલા દાદાનો હુકમ છે. બોલો લ્યા રાત: “ ભેમલા દાદા. ”

સૌ રાત બોલ્યા “ ભેમલા દાદા ”

સોમારાત ચીડાયા: ધુરકીને તેમણે કહ્યું: તમારે

બોલવું હાય હાય, હાય. અને જોરથી જાંગ કૂટવી આ તો ભેમલા દાદાની સેવા છે સેવા સારી રીતે કરશો તો ભવનો ખડો તરી જશો નહિ તો સાતે પેઢીના નખોદીઆ પાડશો. બોલો. "હાય! હાય!"

સૌ રાત બોલ્યા: "હાય! હાય!" અને સૌ જોરથી જાંગ કૂટવા લાગ્યા. આડોશી પાડોશી સૌ ભેગાં થયાં. આખું ગામ ભેગું થયું. તેમ તેમ ભેમલા દાદાની વાણી ખૂબ જુસ્સાથી છૂટવા લાગી સોમાર તે ચલાવ્યું.

બોલો સૌ રાતા; "ખાખરી માતા. હાય! હાય!

જાંખરી માતા. હાય! હાય!

વાયડી માતા. હાય! હાય!

બાયડી માતા. હાય! હાય!"

જોવા ભેગા થયેલા ટોળામાંથી કેટલાક જણ છેલ્લું ઝીણું સાંભળી હસ્ત પામ્યા.

બાયડી માતા" તો નવું સાંભળ્યું? તેમને ક્યાં

ખબર હતી કે " બાઈડી માતા " ની કૃપાથી તો આ બધી લીલા જોવાનું સુભાગ્ય તેમને પ્રાપ્ત થયું હતું.

સરઘસ હવે નદીએ જવા નીકળ્યું. સોમારાતે હુકમ કર્યો: " અલ્યો બાયડીઓ, છોકરીને ખાંધે નાખી ઉ ઉ કરતાં જાઓ સૌ મસાણે, અમે રોતા કૂટતા આવીએ છીએ. "

નાથીએ છોકરીને ખાંધે નાખી. અને ઉ ઉ કરતું સૌ સ્ત્રીઓનું સરઘસ મોખરે નીકળી ગયું.

સોમારાત અને એમનું સરઘસ થોડાંક ડગલાં આગળ વધ્યું: પછી ગોળ કુંડાળું થઇ ગયું. નાથીનું દુઃખ તો ઓછું થયું. એના દુઃખમાં સોમારાતથી બોલી જવાયું: " રંગ છે બેમલા દાદા. "

સૌ રાત બોલી ઉઠયા: " રંગ છે બેમલા દાદા. "

ફેરી હુકમ છુટયો: " અલ્યા જોરથી કૂટજો.

આમ બાયડીઓ પેઠે શું કૂટો છો ભાયડા પેઠે કૂટો ભાયડા પેઠે.

" બોડકુ માથું " હાય ! હાય !
" દે દબાટો " હાય ! હાય !
" સેંટ લગાવી " હાય ! હાય !
" કરો હજામત " હાય ! હાય !

સોમારાતને પગે ખાલી ચઢી હતી. એટલે તેમણે નવો હકમ કર્યો: બેસો ભા. બેસો. ભેમલા દાદાનો હકમ છે. સૌ કુંડાળું વળી ને બેઠા. એટલે લાંબો રાગ તાણી સોમારાતે લલકાર્યું " ભેમલા દાદા, લેજે બ્હેવૈ તારા મારાં બ્હાલાંની સંભાળ. ઓ. ઓ. મારી બે વરસની છોડી દાદા. ઘરાકોના વત્તાં કરવા વાર દીતવારે જતી ઓ. ઓ. કોઈ દહાડે એના નામની હોળી દીવાળી નથી થઇ ઓ. ઓ.

ફરી ભેમલા દાદાનો હુકમ છુટયો ને સૌ ઉભા

થયા. આમને આમ ઠેર ઠેર અટકતા ને પોક મૂકતા કૂટતા, કૂટતા સૌ મશાણે ગયા. ને ન્હાઇ કરી એવીજ રીતે પાછા આવ્યા.

તત્કાળ રાતનું પંચ મળ્યું. સૌ પોતપોતાની જાંઘ બતાવી ફરિયાદ કરતા હતા. કે હવે ઘરાકનાં વત્તાં કરવા બેસાશે કેમ ? જાંઘ તો રૂવે રૂવે લોહી બાઝી ગયું છે.ને વેદના તો સહી જતી નથી. સૌ સોમારાતને કાલાવાલા કરી કહેવા લાગ્યા: “ કોઇ રીતે હવે તો ભેમલા દાદાને મનાવો. નહિ તો ચાર દહાડામાં મરી જશું. ” સોમારાતે લાગ જોઇને પાસો ફેંકયો: “ મેંચ ભેમલા દાદા ને ખૂબ કાકલૂદી કરી છે; પણ દાદા કહેછે કે કાંતો ભાયડા રૂવે કૂટે, નહિ તો કોઇ નહિ. ” પંચ આનંદની ચીચીયારી પાડી ઉભું થઈ ગયું. “ એ

ત્યારે રોવા કુટવાનું જ બંધ." તરતજ સોમાંશાવે નાથીને આ ખુશખબર કહેવા દોટ મેલી. " રંગ રાખ્યો ભેમલા દાદા."





"પ્રકાશ" ગ્રંથમાળાનું બીજું પુસ્તક
બહાર પડી ચુક્યું છે.

# "બાળકોનાં ગીતો"

## લખનાર:- રમણલાલ પી સોની.

બાળકોના માનીતા દોસ્ત અને બાલસ્વભાવ અભ્યાસી અને પરખંદા શ્રી૦ જુગતરામ દ. ટચૂકડી પ્રસ્તાવના સાથે:

**થોડાક અભિપ્રાયો:**

"જુગતરામભાઇએ લખ્યું હોય એને વિષે આ બીજું કશું કહેવાનું હોય નહિ. એમના જેવા બાળ સ્વભાવના અભ્યાસી પરખંદા અને દોસ્ત તરફથી આ અભિપ્રાય પછી વિશેષ શું ઉમેરવાનું હોય ? "ખાદી દેવ" "મારી સુડી રેંટિયો" "ઉંડું આકાશ" એટલાં કાવ્યો અનુમતિ આપો તો અમે 'કુમાર' માં લેવા ઇચ્છીએ.

—બચુભાઇ રાવત.

"આ ગીતોમાં મીઠાશ છે, મૃદુતા છે, ભાષા છે ને ભાવના છે. વાંચતા કોઇ નાનકડા ઝરણાના અસ્ખલિત વહ્યા જતા પ્રવાહસમી શાંતિ ને આનંદ ઉપજે છે."

રમણલાલ નાનાલાલ શાહ. તંત્રી "બાલજીવન"